# ભારત ભૂષણ માલવીયાજી

( જીવનચરિત્ર અને ભાષણો )

સતીયા સત ન છોડીએ
સત છોડે પત જાય.

જેલમાં ૫૩

પાંચ આના

# પ્ર સ્તા વ ના

આઝાદીની પાછળ મરીફીટવાની તમન્ના આજે હિંદનાં ગામડે ગામડે જાગી છે. દુનિયાએ નહિ ધારેલી કુરબાની હિંદ આજે આપી રહ્યું છે. આવી સર્વસ્વ કુરબાન કરવાની અજોડ ભાવના જગાડનાર જે મોઘામૂલા મહારથીઓ જીવંત છે, તેમાં ભારતભૂષણ માલવીયાજીનું સ્થાન પણ ઉચ્ચ છે.

હિંદનાં દુઃખો ફેડવામાં જેણે પોતાનો આખોયે જનમારો ગાળ્યો છે, દેશભક્તિની ભાવનાથી જેનું હૈયું રંગાયું છું, અને દેશના લાભ સિવાય જેણે અંગત લાભની આકાંક્ષા રાખી નથી એવા પૂજ્ય માલવીયાજીની જીવનરેખા અને રાષ્ટ્રભાવથી ભરેલાં ભાષણો આ પુસ્તકમાં આપ્યાં છે.

આપણી ભાષામાં અન્ય દેશના મૂક્તિદાતાઓનાં જીવન લખાય છે, વંચાય છે પણ આપણો જ ઉદ્ધાર કરનાર આપણા પૂજ્ય નેતાઓનાં જીવન લખવા કે વાંચવાની અભિલાષા આપણામાં જાગી નથી. અધઃપાત પામેલી પ્રજાનાં આવાં લક્ષણો હોય છે. ચીનના, મિસરના કે રૂશિયાના દેશનેતાઓની હકીકતો જાણીએ છીએ પણ આપણી જ સામે આપણા દુઃખથી દુઃખી બનીને પોતાની કાયા ગાળી નાખનાર નેતાઓના જીવનથી આપણે ઘણા અજ્ઞાન હોઇએ છીએ. આપણી આ બેવકુફી ભરેલી અજ્ઞાનતા આ રાષ્ટ્રીય યુદ્ધ મિટાવશે એમ લાગે છે.

જે ભાવનાને બળે પૂજ્ય માલવીયાજી અને બીજા હજારો દેશબંધુઓ જેલમાં પડ્યા છે, તે ભાવના વાચકના હૃદયમાં આ ભાષણો જગાડશે એવી કર્તવ્ય બુદ્ધિથી આ સંગ્રહ કર્યો છે.

આ પુસ્તકમાં પૂજ્ય પંડિતજીનું જીવનચરિત્ર નહીં પણ જીવનરેખા જ દોરેલી છે. આવા મહાનુભાવોનાં જીવન લખવાં એ અમારી શક્તિની બહાર છે. પરંતુ અહીં આપવામાં આવેલી જીવન સામગ્રીનો સંગ્રહ પણ ભવિષ્યમાં વિસ્તૃત જીવનકથાના લખનારને બેશક મદદગાર થઇ પડશે.

# અનુક્રમણિકા



## પૂર્વાર્ધ

## ઉત્તરાર્ધ

# પંડિતજીનો સંદેશો.

પંડિત મદનમોહન માલવીયાએ પોતાના પુત્ર મારફતે પોતાને થયેલી સજા સંબંધી નીચેનો ખુલાસો બહાર પાડયો છે.

મેજીસ્ટ્રેટે મારે વિષે ગેરસમજ ઉત્પન્ન કરી છે અને સજા કરવાની બાબતમાં મારી અને મારા જોડિયા મિત્રો વચ્ચે ખોટો ભેદભાવ રાખ્યો છે. મારા મિત્રોમાં હું સૌથી વિરૂદ્ધ છું અને તફાવત રાખવો જ હતો તો મને સૌથી વધુ સજા કરવી જોઈતી હતી. હુકમ કાયદા પૂર્વકનો છે કે કેમ તેની કસોટી કહાડવા માટે મેં હુકમનો ભંગ કર્યો નથી પણ મારા અભિપ્રાય પ્રમાણે મને તે આપખુદ અને જુલમી તેમ જ શહેરીઓના પ્રાથમિક હક્ક સામેના ગેરવ્યાજબી હુમલા જેવો લાગ્યો અને જરૂર જણાતાં ફરી ૨૦ વાર હું તેમ કરીશ.

## પ્રજાજોગ સંદેશો

પંડિત માલવીયાએ પ્રજાજોગ એવો સંદેશો આપ્યો છે કે મારા દેશબાંધવો અને ભગિનિઓ, આ આપણી કસોટીનો સમય છે. છુટાપણા માટેની આપણી તીવ્ર ઇચ્છા જોતાં મારી ખાત્રી છે કે સ્વરાજ્ય ઝટ સ્થપાશે, અને અંગ્રેજો જેમ પોતાના દેશના માલિક છે તેમ આપણે આપણા ઘરના ધણી થઇશું. માતૃભૂમિની સેવા બજાવવા જતાં જે અગવડ અને મુશ્કેલી વેઠવી પડે તે વેઠજો. રાષ્ટ્રીય ચળવળ મંદ ન પડે તેની સંભાળ રાખજો. પરદેશી કાપડનો તો જરૂર બહિષ્કાર કરજો અને ખાદી તથા સ્વદેશી વાપરજો. છુટાપણા માટે ગમે તે ભોગ આપજો.

[ મુંબઇમાં જેલ જતી વખતે ]

## જેલ જતાં પંડિતજીનો સંદેશો

આપણામાંના દરેકની ઉપર ગમે તેવાં દુઃખ પડે તે છતાં જરા પણ ધાસ્તી ખાધા વિના કે અટક્યા વિના મારા દેશબંધુઓએ અને સ્ત્રીઓએ આ શાંત લડત ચાલુ જ રાખવાની છે. માતૃભૂમિને સ્વતંત્ર બનાવવાના સ્વપનાએ આપણને છેક અંત સુધી ખુશી રાખવા જોઇએ. આપણા દેશના દરેકે નાના તેમજ મોટાએ, સ્ત્રી તેમજ પુરૂષે સ્વતંત્રતાને માટે સ્વભોગ આપ્યો છે. તેનાથી મને ખુશાલી ઉત્પન્ન થાય છે. આપણે આપણા ઘરના માલેક બનવું જોઇએ કેમકે તે આપણો જન્મસિદ્ધ હક્ક છે. મને દેખાય છે કે સર્વ શક્તિમાન ઇશ્વર આપણા પુરૂષાર્થ મહીં હર્ષ પ્રદર્શિત કરી રહ્યા છે.



# રાષ્ટ્રધ્વજ મહિમા

રાષ્ટ્રધ્વજના રક્ષણાર્થે જાન ફના કરનારા વીરોનાં નામ ઇતિહાસમાં સુવર્ણના અક્ષરે લખાયાં છે, અને લખાશે. ધ્વજને વંદન કરવું તે સમસ્ત રાષ્ટ્રને વંદન કર્યા બરાબર છે. ધ્વજનું રક્ષણ તે વીરોનું એક માત્ર કર્તવ્ય છે. આઝાદીના જંગમાં દરેક હિંદીએ પોતાનો પૂરતો ફાળો આપવો જોઇએ. નહિ આપનાર જીંદગીનો લ્હાવો ગુમાવે છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો.



# ભારતભૂષણ માલવીયાજી

માલવીયાજીથી વધારે મોટા ધર્માત્મા મેં જોયા નથી. હિન્દુસ્તાનની એમની સેવાના કરતાં વધારે સેવા કરી હોય એવો કોઇ હિંદુ હું આજે બાજો જીવંત જોતો નથી. પંડિતજી અને હું એ બે વચ્ચે કેવો સંબંધ છે? હું તો દક્ષિણ આફ્રિકાથી આવ્યો ત્યારથી તેમનો પૂજનારો છું. મારાં દુઃખો મેં અનેકવાર એમની આગળ સૂણાવ્યાં છે અને મેં એમની પાસેથી આશ્વાસન મેળવ્યું છે. એઓ તો મારા વડીલ બંધુ સમા છે.

( મહાત્માજી. )

ઇ. સ. ૧૮૮૬ના ડિસેમ્બરની આખર તારીખ હતી. કલકત્તામાં ચાર ચાર દિવસથી રાષ્ટ્રીય ઉત્સવ ઉજવાઇ રહ્યો છે. સકળ ભારતના પૂનિત પુત્રો ભારતવર્ષની આઝાદીની સાધના માટે એકત્ર મળ્યા છે.

રાષ્ટ્રીય મહાસભાનું આજે બીજું વર્ષ છે. હિંદના દાદા ગણાતા દાદાભાઇ નવરોજજી તેના પ્રમુખ છે. આજે સભાનો છેલ્લો દિવસ છે. મહત્ત્વના ઠરાવો પસાર થતા જાય છે.

સૌથી વધુ મહત્ત્વનો ઠરાવ સંસ્થાનિક સ્વરાજ્યનો આવ્યો. મર્હુમ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પેશ કર્યો.

ઠરાવને અનુમોદન અપાવા લાગ્યાં. ઉગતી જુવાની ભર્યો પચીસ વર્ષનો યુવાન ઉભો થયો. તેજસ્વી ગોરટીયું મ્હોં, પ્રમાણ પુરઃસર અવયવોથી ઘડાયેલું નાજુક શરીર, બુદ્ધિ અને દલીલથી ઝળકતી વાગ્ધારા વહેવા લાગી:

"આ મહાન્ સુધારાની ઉપયોગિતા, સમયોચિતતા, આવશ્યક્તા આપણે મહાન્ બ્રિટીશ સરકારને જણાવવાની જરૂર નથી. પ્રજા પોતાની ફરજો અદા કરે છે કે નહિ, તે વિષે બારીક દૃષ્ટિથી કાળજી રાખનાર પરંતુ પ્રજાના હકકો વિષે અજ્ઞાન અને બેદરકારી બતાવનાર કોઇ જુલ્મી રાજા રાજ્ય કરતો હોત તો આ માગણી કરવાની આપણી અરજીને અનુમોદન આપવા માટે આવું પરિદર્શન કરાવવાની કદાચ જરૂર જણાત. પરંતુ અંગ્રેજ પ્રજાના ઉદાહરણથી પ્રેરાઈને જે સંસ્થાઓ ( પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી ) માંથી કરવાની આપણને જે તમન્ના જાગી છે, તે સંસ્થાઓ ( અંગ્રેજોએ ) પોતાને માટે મેળવવા અને પોતાનાં બાળકો માટે સારી હાલતમાં સુરક્ષિત રાખવા માટે તેમના બહાદુર અને મોટા વીર પુરૂષો સંગ્રામમાં ઝઝુમતા હતા અને પ્રાણ ન્યોછાવર કર્યાં હતા. અને આ પ્રિય સિદ્ધાતને ટકાવી રાખવા અને વિકસાવવા માટે જેમણે આખી જીંદગીઓ ગુમાવી હતી, પોતાનું લોહી રેડયું હતું, આવા વંશજોની બનેલી બ્રિટીશ સરકારને અથવા બ્રિટીશ પ્રજાને આવા કાર્યના અનુમોદનમાં એક શબ્દ સરખો કહેવો એ તદ્દન અનાવશ્યક છે."

"પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ વિના એક અંગ્રેજ કેવો હોય છે ? અરે, બીલકુલ અંગ્રેજ નહિ, ફક્ત પોકળ, એક હલકું અનુકરણ. જ્યારે આપણા માત્ર નામના અંગ્રેજ મહાનુભાવો તરફ હું નજર કરૂં છું ત્યારે મને વારંવાર અચંબો થાય છે કે, તેઓ આપણને ( તેમના દેશના જેવી ) પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ આપવાની ના પાડે છે, એટલુંજ નહિ પણ આપખુદ સંસ્થાઓ ટકાવી રાખવા મથે છે, અને આમ છતાં પણ પોતાની જાતને અંગ્રેજો કહેવાની કેવી ધૃષ્ટતા બતાવે છે ! સાચા બ્રિટનનાં ભાષા અને સાહિત્યની પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ પણ તેના અંગ જેવી છે. જે ગ્રેટબ્રિટને પોતાની ભાષા, અને સાહિત્યની બક્ષિસથી તે સંસ્થાઓની કદર કરવાની યોગ્યતા આપણામાં આણી છે, અને તેને પ્રાપ્ત કરવાની

આતુર ઇચ્છા આપણામાં પ્રગટાવી છે, તેવી સંસ્થાઓ આપણને તેની જન્મથી સ્વતંત્ર પ્રજાને આપવાને નિષ્ઠુરતાપૂર્વક ગ્રેટબ્રિટન ના પાડશે એમ કોઇ કહેશે શું ?"

"પ્રતિનિધિત્વ નહિ તો કર પણ નહિ, આ પ્રથમ આજ્ઞા અંગ્રેજોના રાજકીય બાયબલની છે. આપણે સ્વતંત્ર અને શિક્ષિત એક જ રાજાની પ્રજા હોવા છતાં આપણે જાણે મુંગાં ઘેટાં અથવા પશુ હોઇએ તેમ તે આપણા ઉપર કર નાખીને પોતાના અંતઃકરણ સાથે રમત કેમ રમી શકે ? પરંતુ હવે આપણે મુંગા નથી. છેવટે હિન્દુસ્થાનનો અવાજ આ મહાન કોંગ્રેસમાંથી નીકળ્યો છે. અને તેમાં અને તેની દ્વારા પોતાની પ્રણાલિકાઓને, પોતાની અંતઃ પ્રેરણાઓને અને પોતાની જાતને વફાદાર બનવાનું અને જન્મથી સ્વતંત્ર બ્રિટિશ નાગરિકો તરીકે આપણને આપણા હક્કો આપવાનું ઇંગ્લાંડને કહીએ છીએ."

છટાબંધ પ્રતિભાવંતુ ભાષણ સાંભળી આખી સભાનું ધ્યાન આ નૌજવાન તરફ ખેંચાયું. સૌના અંતરમાં અવાજ ઉઠયો કે આ કોણ છે ? કોઇએ કહ્યું "એ તો પંડિત મદનમોહન માલવીયા"

× × × × ×



## જન્મ અને વિદ્યાભ્યાસ

ભારતવર્ષનું સ્વરાજ્ય મંદિર બાંધવામાં જે અલૌકિક સૂત્રધારો સાંપડ્યા છે, તેમાં ભારતભૂષણ માલવીયાજીનું સ્થાન બહુ કિંમતી છે. દેશની આઝાદી અર્થે પચાસ પચાસ વરસથી તેમનો અવિરામ પ્રયત્ન ચાલુ જ છે. કોઇ સરકારી હોદ્દાની લાલચમાં કે પૈસા પ્રાપ્ત કરવાની લોલુપતામાં તેમણે પોતાના દેશભક્તિના પ્રયત્નને નાનું સરખુંયે કલંક લાગવા દીધું નથી. આપણે આપણો પચાસ વરસનો

પ્રજાકીય ઇતિહાસ જોઇએ તો એવાં ઘણુંયે દૃષ્ટાંતો પ્રાપ્ત થાય છે કે ઘણાયે વિદ્વાન પ્રતિભાશીલ ભારતપુત્રો સરકારી હોદ્દાઓની જાળમાં ફસાઇ દેશ પ્રત્યેની ફરજ ભૂલી ગયા છે. એકધારૂં નિર્મળ દેશસેવાનું વ્રત અખંડ જાળવી રાખનાર ગણ્યાગાંઠયા જ મળી આવે છે. આવાં વિરલ દષ્ટાંતોમાં માલવીયાજીનું દૃષ્ટાંત હીરા સમાન નિર્મળ છે.

૧૮૫૭ના બળવાને સમે ચાર જ વર્ષ વીત્યાં હતાં; ત્યારે પંડિતજીનો જન્મ અલ્હાબાદમાં થયો. તેમના પિતાનું નામ પંડિત બ્રીજનાથ. પંડિત પિતા સંસ્કૃત વિદ્યાની પ્રવીણતા માટે બહુ પ્રતિષ્ઠિત ગણાતા. આ ઉચ્ચ બ્રાહ્મણકુળ ધાર્મિક સંસ્કારોથી વિભૂષિત હતું. શ્રીમદ્ ભાગવત અને પુરાણોની કથા કરવામાં પંડિત બ્રીજનાથની શાખ અનુપમ હતી. ધાર્મિક શાસ્ત્રોની કથાવાર્તાથી દરભંગાના મહારાજા અને બનારસના મહારાજાએ તેમને પોતાના ગુરૂ તરીકે સ્થાન આપ્યું હતું. ધાર્મિક કથાવાર્તા પૂરતી જ તેમની પ્રતિભા ન્હોતી પણ તેમણે સંસ્કૃત ભાષામાં ઉત્તમ ભક્તિગ્રંથો લખ્યા છે. તેમના પિતૃધર્મનિષ્ઠ પુત્રે તેમાંના કેટલાક ગ્રંથો હાલમાં પ્રસિદ્ધ કર્યાં છે.

પંડિત મદનમોહન માલવીયા પોતાના પિતાના ત્રીજા પુત્ર છે. પોતાનું પ્રાથમિક શિક્ષણ બે દેશી સ્કુલોમાં પૂર્ણ કરી જીલ્લા હાઇસ્કુલમાં અંગ્રેજી શિક્ષણ માટે શરૂઆત કરી. પ્રવેશક પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ મુર સેન્ટ્રલ કૉલેજમાં દાખલ થયા.

૧૮૮૪માં તેઓ ગ્રેજ્યુએટ થયા. કૉલેજીયન અવસ્થા તેમની બહુ તેજસ્વી ન ગણાય. પરંતુ આ અવસ્થામાં લોકપ્રશ્નોમાં બહુ રસ લેતા થયા હતા. ધર્મ અને કેળવણી તેમના પ્રિય વિષયો હતા. અને આજ સુધી પણ રાષ્ટ્રજીવનના આ બે કર્મવર્તુલો ધર્મ અને કેળવણી પર તેમનો અગાધ પ્રેમ છે. વિદ્યાર્થી અવસ્થામાંથી જ તેઓ લોકસેવામાં રસ લેતા થયા હતા.

અલ્હાબાદમાં હિન્દુ સમાજની અને સ્થાનિક સાહિત્ય સંસ્થાની સ્થાપના તેમના મુખ્ય પ્રયત્નને આભારી છે.

તેમની આર્થિક સ્થિતિ સંતોષપ્રદ ન હતી. એટલે એમ. એ. થવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ તેમ કરી શકયા નહિ અને એમ. એ. નો અભ્યાસ છોડી દઈ વ્યવહારમાં પરોવાવું પડયું; અલ્હાબાદની સરકારી હાઇસ્કુલમાં આસિસ્ટંટ માસ્તર તરીકે ૧૮૮૪ માં જોડાયા.

આ જમાનાના જેવા સખ્ત નિયમો અને અટકાયતો જુના જમાનામાં હતી નહિ. એટલે કેળવણી ખાતાના માણસો રાજદ્વારી વિષયોમાં ભાગ લઇ શકતા. પંડિતજી સરકારી નોકરી કરવા છતાં મહાસભાના કામકાજમાં ભાગ લેતા હતા અને પ્રતિનિધિ તરીકે ચુંટાઇ હાજરી આપી શકતા હતા.



## પત્રકાર તરીકે

કાલાકંકરના રાજા રામપાળસિંહ તે વખતે રાષ્ટ્રજીવનમાં ખૂબ પ્રસિદ્ધ હતા. તેઓ મહાસભાની બેઠકોમાં હાજરી આપતા અને પ્રસંગે પ્રસંગે તેમનાં ભાષણોમાં પવિત્ર રાષ્ટ્રભક્તિની પ્રતિતિ દેખાતી. તેમનાં ભાષણો એટલાં તો વિદ્વત્તાપૂર્ણ છે કે આજે પણ વાંચતાં તાજાં અને પૂર્ણ જોમવાળાં દેખાય છે. મહાસભામાં હાજરી આપતાં પંડિતજીના સમાગમમાં તેઓ આવ્યા અને પંડિતજી પર તેમને માન ઉપજ્યું.

રાજા રામપાળસિંહ તે વખતે દેશને જાગૃત કરવા ખાતર 'હિંદુસ્તાન' નામનું પેપર કાઢતા હતા. તે સમયે તેમને લાગ્યું કે આ પેપરનો ઉદ્દેશ જો બરાબર પરિપૂર્ણ કરવો હોય તો પંડિત મદનમોહન માલવીયાજીના હાથમાં સોંપવું જોઇએ. તેમણે

પંડિતજી આગળ પોતાના સ્પષ્ટ વિચારો જાહેર કર્યા અને પેપરનો ભાર ઉપાડવા માટે આગ્રહ કર્યો.

મૂળથીજ પંડિતજીને શિક્ષક તરીકેનું કામ ખૂબ વહાલું હતું. હિંદુસ્તાનની સંસ્કૃતિમાં બ્રાહ્મણો વિદ્યાગુરૂ તરીકે શોભે એવું જોવામાં આવે છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં બ્રાહ્મણોએ સાબીતી આપી છે કે સંસારની મોટામાં મોટી લાલચો પણ જતી કરીને તેમણે વિદ્યાદાન દેવાને પ્રથમ કર્તવ્ય ગણ્યું છે. પંડિતજી આજે પણ વિદ્યાદાનને પોતાનું મુખ્ય જીવનકર્તવ્ય માને છે, તેમને પ્રથમ તો શિક્ષક તરીકેનું જીવન જતું કરી પેપરના તંત્રી થવાનું ગળે ન ઉતર્યું. પણ રાજા રામપાળસિંહની દૃઢતા અને દલીલો આગળ પંડિતજીને કબુલ કરવું પડયું કે પેપરદ્વારા તેઓ શિક્ષક કરતાં પણ વધુ કેળવણી પ્રજાને આપી શકશે. એટલે તેમણે ઇ. સ. ૧૮૮૭ માં શિક્ષક જીવનમાંથી પત્રકારના જીવનમાં પ્રવેશ કર્યો.

શિક્ષકના ધંધામાં ધનની પ્રાપ્તિ સામાન્ય હતી, પણ તંત્રી તરીકેનું સ્થાન સ્વીકારવાથી તેમનો માસિક બસો રૂપિયાનો પગાર થયો. હિંદુસ્તાન પેપરના તંત્રી તરીકે તેમણે અઢી વરસ સુધી સુંદર કામ કર્યું. આ પેપર તેમણે એટલી બધી મધ્યસ્થ વૃત્તિથી અને અનુપમ હોશિયારીથી ચલાવ્યું કે જેથી સરકારી વહીવટના નિવેદન પત્રમાં પણ તે પેપરની જાહેર ઉપયોગિતાની સુંદર નોંધ લેવાઇ. અઢી વરસ પછી પેપરના તંત્રી તરીકેના ભારમાંથી મુક્ત થયા. પરંતુ પંડિતજીનો વર્તમાન પેપરો સાથેનો સીધો સંબંધ ખલાસ થયો નહિ.

આ વખતે અલ્હાબાદમાંથી લોકમતનું સ્વતંત્ર વાજીંત્ર ' ઇંડિયન યુનિયન" નામનું નીકળતું હતું. પંડિત અજોધ્યાનાથ અને માનવંતા નાગરિક બળદેવરામ દવે આ બંને વિદ્વાન પુરૂષોએ આ પેપર દ્વારા સારી સેવા બજાવી હતી. પંડિત માલવીયાજી અને

પંડિત અજોધ્યાનાથ વચ્ચે સારો સંબંધ હતો. એટલે હિંદુસ્તાનનું તંત્રીત્વ છોડયા પછી, ઇંડિયન યુનીયનના તંત્રી તરીકેનો ભાર ઉપાડી લીધો આ પત્ર દ્વારા એમણે લોકજાગૃતિ સરસ કરી પણ આ પત્ર લાંબો સમય આર્થિક નુકસાન ઉપાડી શકે તેમ નહિ હોવાથી લખનૌના 'એડવોકેટ' પત્ર સાથે તે પત્ર જોડાઇ ગયું.

પત્રકાર તરીકેના જીવનથી પંડિતજીને સમજાયું કે દેશના રાજ્યબંધારણ માટે પેપરો એ મહત્ત્વનું સાધન છે, કેટલાંયે પત્રો ગ્રાહકના લોભની ખાતર અવિચારી જુસ્સાભર્યા વિચારોથી લોકોના મનોવેગને ઉત્તેજી દેશને પારાવાર નુકસાન કરે છે, એમ પંડિતજીને ખટકયા કરતું હતું. એટલે તેમણે 'અભ્યુદય' નામનું હિંદી સામાહિક અલ્હાબાદથી શરૂ કર્યું. તેમાં સંખ્યાબંધ લખાણો લખી નિર્મળ જ્ઞાન, અને સારી માહિતિ જનસમાજને આપ્યા કરી. 'અભ્યુદય' જનસમાજમાં સારી રીતે પસાર પામ્યું, ઉપયોગી થયું અને સારી લોકસેવા બજાવવા લાગ્યું. પણ તે પત્રને લાંબા વખત સુધી આર્થિક નુકસાન તો સહન કરવું પડયું. માલીકોની અભિલાષા હતી કે 'અભ્યુદય'ને અઠવાડિયામાં બે વખત પ્રગટ કરવું પણ આમ આર્થિક નુકસાનને લેઇને તે અભિલાષા પૂર્ણ કરી શકયા નહિ.

સંયુક્ત પ્રાંતના લોકોનાં રાજકીય, સામાજિક અને આર્થિક દુઃખો પંડિતજીના હૃદયને સાલ્યા કરતાં હતાં. લોકોનાં દુઃખોને જાહેર કરવા માટે, તેને ટાળવા માટે પ્રબળ લોકમત જાગૃત કરવાની આવશ્યકતા જણાઇ.

એટલા માટે તેમણે ખૂબ મહેનત લઇ "ધી લીડર" નામના અંગ્રેજી દૈનિક પત્રની સ્થાપના કરી, આ, પેપરની સ્થાપના કરવા પાછળ તેમની ઉત્કંઠા, દેશદાઝ અને મહેનતનો સુંદર પરિચય હિંદુસ્તાનને થયો છે.



## વકીલ તરીકે

પંડિતજીની જાહેરસેવાથી વિદ્વાન મિત્રોનો સમુહ તેમને ઠીક મળ્યો હતો. મુખ્યત્વે કરી મી. હ્યુમ હતા. પંડિતજી ઉપર તેમને ખૂબ પ્રેમ હતો. પંડિતજી પણ તેમને ગુરૂ તરીકે માનતા હતા. પંડિતજીને ઉત્સાહ આપવામાં, જાહેરમાં લાવવા તેમનો પ્રયત્ન સારો હતો. તે ઉપરાંત પંડિત અજોધ્યાનાથ, રાજા રામપાલસિંહ અને પંડિત સુંદરલાલ પણ તેમના પરમ મિત્રો હતા. આ બધા મિત્રો પંડિતજીને બહુ માનપૂર્વક ચાહતા હતા. આ બધા મિત્રોની ઇચ્છા હતી કે પંડિતજીએ વકીલાતની પરીક્ષા આપી વકીલ થવું. પરંતુ પંડિતજીને પૈસા કમાવાની બહુ તમન્ના હતી નહિ. તેમને તો પોતાના જીવનનાં મુખ્ય ધ્યેય ધર્મ અને કેળવણીજ હતાં. પ્રાચીન બ્રાહ્મણત્વનો આદર્શ એ તેમનો મુખ્ય આદર્શ હતો.

પરંતુ જ્યારે તેઓ 'હિંદુસ્તાન' પેપર ચલાવતા હતા ત્યારે આ મિત્રો વારંવાર તેમને આગ્રહપૂર્વક વકીલ થવાનું દબાણ કરવા લાગ્યા. આખરે પંડિતજીને મિત્રોના પ્રેમવશ થવું પડયું. અને ઇ. સ. ૧૮૯૧ માં તેઓ એલ. એલ. બી. થયા. ૧૮૯૩ માં તેઓ વરિષ્ટ કોર્ટમાં વકીલ તરીકે જોડાયા. ઉમંગ વિના આ ધંધો પંડિતજીને ગ્રહણ કરવો પડયો હતો. પોતે હોશિયાર અને ચાલાક હોવા છતાં પણ લોકસેવાની ધગશને લઇને વકીલાત પર પૂરતું ધ્યાન આપી શકતા નહિ. પોતે હોશિયાર વકીલ ગણાવા છતાં પણ ઉચ્ચે દરજ્જે ચઢી શકયા નહિ. સ્થાનિક વકીલોમાંના કેટલાક વકીલો કહેવા લાગ્યા કે 'પંડિતજી હાથમાં આવેલી તક ગુમાવે છે.'

પંડિતજીને ધંધા તરફ અને સેવા તરફ એમ બે બાજુ ધ્યાન આપવું પડતું હતું. એક દિવસ પંડિત અજોધ્યાનાથે મી. હ્યુમ સાહેબને કહ્યું કે પંડિતજી વકીલાતમાં જોડાવાથી પહેલાંની માફક

મહાસભાના કામકાજમાં ધ્યાન આપી શકતા નથી. બાપના જેવી પ્રીતિથી તે વૃદ્ધ સાહેબ બોલ્યા "બરાબર છે, તેમણે પોતાનું સમસ્ત ધ્યાન કાયદામાં જ આપવું જોઇએ." અને માલવીયાજી તરફ ફરીને તેઓ બોલ્યા કે "મદનમોહન, પ્રભુએ તમને બુદ્ધિદાન પુષ્કળ આપ્યું છે. જો ધંધામાં દશેક વરસ સારી મહેનત કરશો તો ઝટ સારા દરજ્જે પહોંચી શકશો અને તે વખતે તમારો માનમરતબો વધવાથી તમારૂં સ્થાન દેશમાં કિમતી ગણાશે અને તમે તે વખતે દેશ માટે ઘણું સારૂં કામકાજ કરી શકશો."

આ શિખામણનો અમલ પંડિતજી કરી શકયા નહિ. વિદ્યાર્થી અવસ્થાથીજ તેમનો આત્મા લોકસેવા કરવામાં જ આનંદ માનતો. પૈસા એ તેમને નજીવી વસ્તુ લાગતી અને દુઃખી ભારતની સેવામાં કાયાને ગાળી નાખવી એ તેમને બહુ કિમતી લાગતું. દિવસે દિવસે જાહેર કામો એટલાં બધાં વધવા લાગ્યાં કે તેઓ ધંધા તરફ બીલકુલ ધ્યાન આપી શકયા નહિ.



## મહાસભાવાદી તરીકે

સને ૧૮૮૬ માં દાદાભાઇ નવરોજજીના પ્રમુખપણા નીચે કલકત્તામાં મહાસભાની બીજી બેઠક મળી. આ વખતે પંડિતજીએ મહાસભામાં પ્રથમ હાજરી આપી. આ વખતે પચીસ વરસની વય હતી. વિદ્યાર્થી અવસ્થામાંથી હમણાં જ છુટયા હતા. તે વખતે 'પ્રતિનિધિ' ઠરાવ ઉપર તેમણે એક અદ્દભુત અભ્યાસ-પૂર્ણ ભાષણ આપ્યું. આથી મહાસભાના કાર્યકર્તાઓના મન પર ઉંડી છાપ પડી, આ ઉપરથી ખાત્રી થાય છે કે આટલી નાની ઉમ્મરમાં પણ તેમનો રાજકીય વિષયોમાં કેવો સરસ અભ્યાસ હતો. તે વખતના મહાસભાના કાર્યકર્તાઓ રાજકીય જ્ઞાનના ખાં હતા. અને તેવા કાર્યકર્તાઓ ઉપર પ્રથમ જ પ્રસંગે સારી છાપ પાડવી એ નાનીસૂની વાત ન્હોતી.

સને ૧૮૮૭ માં મહાસભાની ત્રીજી બેઠક મદ્રાસમાં શ. બદરૂદીન તૈયબજીના પ્રમુખપણા નીચે મળી હતી. અહીં પણ ધારાસભામાં પ્રજાકીય પ્રતિનિધિત્વના ઠરાવ પર એક લાગણીપૂર્વક ગંભીર ભાષણ આપ્યું. તેમની દલીલો કેટલી વ્યાજબી હતી તે બતાવવાને નીચે એક ફકરો આપીએ છીએ. તેમની દલીલો તે સમયે જેટલી વ્યાજબી અને સત્ય હતી તેટલી આજે પણ છે.

" મારે એટલું કહેવું જોઇએ કે, આ દેશમાં આપણે વિદેશીય સરકાર હેઠળ પૂરાયેલા હોવાથી તેના આશયો—રાજતંત્રમાં જેઓ ભાગ લે છે તેમના આશયો—ગમે તેટલા હિતકર અને ઉદાર હોય તોપણ ધારાસભાઓમાં આપણા પોતાના પ્રતિનિધિઓ મોકલવાની આપણને ઘણામાં ઘણી અગત્ય છે. ગૃહસ્થો, રૂશિઆના અપવાદપૂર્વક સમગ્ર યુરોપે જાહેર કર્યું છે કે, જે દેશે સુધારામાં કંઇ પણ પ્રગતિ કરી હોય તે દેશને માટે અત્યંત કાર્યસાધક અને શ્રેષ્ઠ રાજ્યતંત્ર એવું હોય છે કે, ઘણાઓને માટે ફક્ત થોડાઓ જ તે ચલાવતા નથી, પરંતુ થોડેઘણે અંશે ઘણાઓ પોતાના માટે ચલાવે છે. વસ્તુતઃ તે રાજ્યતંત્રમાં લોકોના પ્રતિનિધિઓનો કાંઇક સંગીન ભાગ હોય, અને જે યુરોપના દેશોમાં રાજા અને પ્રજા એક જ રાષ્ટ્રનાં હોય છે અને જ્યાં તેમનો ધર્મ પણ એક જ હોય છે, તે દેશોમાં એમ કરવાની આવશ્યકતા હોય છે. તો હું ધારૂં છું કે એટલું કબુલ રાખવું જોઇએ કે, હિન્દને માટે તેની અધિક આવશ્યકતા છે. કેમકે તેમાં વસતી પ્રજાની ટેવો, રીતભાતો, રિવાજો, ભાષા, જાતિ અને ધર્મ તેમના રાજ્યકર્તાઓની ટેવો વિગેરે કરતાં ભિન્ન છે, રાજ્યસભાઓમાં પ્રજાના પ્રતિનિધિઓ હોવા જોઇએ એવી જો આપણે હિન્દને માટે માગણી કરીએ તો કોઇપણ દેશને સાનુકૂળ થાય એવા કોઇ પણ રાજ્યતંત્રને માટે આવશ્યક છે એવું ફક્ત યુરોપે જ નહિ, પરંતુ અમેરિકા ઑસ્ટ્રેલીઆ અને લગભગ આખી સુધરેલી દુનિયાએ એકે અવાજે જાહેર કર્યું છે તેજ આપણે માગીએ છીએ. કારણ કે જ્યાં

તે રાજ્યતંત્રમાં પ્રજાના પ્રતિનિધિઓને ભાગ લેવા દેવામાં આવે છે ત્યાં જ પ્રજાની જરૂરિયાતો અને ઇચ્છાઓ, અભિલાષાઓ અને ફરિયાદો બરાબર જણાવી શકાય છે અથવા તેમનો યોગ્ય ઉપાય યોજી શકાય છે......સરકાર પાસેથી જે સુધારાની આપણે માગણી કરીએ છીએ તે આ દેશની આબાદી માટે એટલો બધો આવશ્યક છે કે, બીલકુલ વિલંબ વિના તે આપણને અપાવો જોઇએ.

હું કદાપિ માની શકતો નથી કે એક પણ એવો કેળવાયેલો હિન્દી હોય જેના મનને આ પ્રશ્નનો અભ્યાસ કર્યા પછી આ સુધારો પ્રાપ્ત કરવાને માટે પોતાનાથી બનતા તમામ પ્રયત્નો કર્યા વિના જંપ વાળી બેસી શકે. હું કદાપિ માની શકતો નથી કે, કોઇ પણ ભલો માણસ એક વખત ખરેખાત સમજી લે કે, પોતાના દેશને અને દેશબંધુઓને, પોતાના સગાંવહાલાંને, પોતાનાં બાળકોને અને પોતાની જાતને આ સુધારાથી શો લાભ થશે; ત્યારપછી તે તેની તરફ બેદરકારી બતાવી શકે......બ્રિટીશ સરકારે આ સુધારો ઘણા દેશોને આપ્યો છે. અનેક સંસ્થાનો તેનો ઉપભોગ કરે છે. કાનડા, ધી કેપ, ઓસ્ટ્રેલીઅન સંસ્થાનો, અસંખ્ય નાની જગ્યાઓ, કહેવાતાં તાજનાં સંસ્થાનો, કદાચ ફિજી ટાપુઓ અને કેટલીક કેવળ લશ્કરી જગ્યાઓ સિવાય, સર્વ પ્રતિનિધિત્વવાળા રાજ્યતંત્રનો થોડો ઘણો અને તેમાંનાં ઘણાંખરાં સંપૂર્ણ ઉપભોગ કરે છે. આ સર્વ જગ્યાઓને બ્રિટને આ હક્ક આપ્યો છે. હિન્દની પ્રજાને તેણે તેનાથી શા માટે વિમુખ રાખવી જોઇએ? તે શું એમ ધારે છે કે, બીજા દેશોની પ્રજાઓ કરતાં આપણે ઓછા વફાદાર છીએ? બ્રિટીશ માલ પર જકાત નાંખતાં ઓસ્ટ્રેલિયાને અટકાવવાનું તે સાહસ કરે તો આવતી કાલ ઓસ્ટ્રેલીયા તેની સાથેનો સંબંધ તોડી નાખશે, જ્યારે આપણે હસતે મુખે ભુંડો આવક-વેરો સ્વીકારીએ છીએ, એ આવક-વેરાનો વહીવટ ખરાબ રીતે કરવામાં આવે છે, અને તે આપણા પોતાના રાજ્યતંત્રના ખર્ચને પહોંચી વળવાને નાખવામાં આવ્યો નથી, પરંતુ

બ્રહ્મદેશને ખાલસા કરવાનું અથવા રૂશિયાને ધમકી બતાવવાનું બળ ગ્રેટબ્રિટનને મળે તેને માટે તેને નાણાં પૂરાં પાડવાને નાખવામાં આવ્યો છે. શું તે એમ ધારે છે કે, આ હક્કને માટે આપણે તૈયાર નથી ? હું ધારૂં છું કે, તે કાર્યને માટેની આપણા પરિપક્વતાની અને જો સરકાર આપણી ઇચ્છાઓ પ્રમાણે આપવાની કૃપા કરે તો પ્રજાના કાર્યભારમાં જે બુદ્ધિબળ અને જ્ઞાન બતાવવામાં આવશે તેજ ચોક્કસ સાબીતી આ કોંગ્રેસ છે. ”

પંડિતજીની આ તેજસ્વી વાગ્ધારાથી શ્રોતાજનો મુગ્ધ બન્યા. રાજા સર ટી. માધવરાવ, દીવાન .આર. રઘુનાથ-રાવ, અને અર્ડલી નોર્ટન સાહેબ જેવા રાજવિદ્યા પ્રવીણ મહાપુરુષોએ પંડિતજીનાં વખાણ કર્યાં. જ્યારે મી. હ્યુમે પોતાના રિપોર્ટની પ્રસ્તાવનામાં પંડિતજી વિષે નોંધ લીધી છે કે, “ પછી આ વિષયને વાસ્તે બહુ જ મજુરી કરનાર અને ઉત્સાહવાલા એક જુવાન પુરુષ પંડિત મદનમોહન માલવીયા ઉભા થયા અને તેમના ભાષણમાંથી ઘણા ભાગનો ઉતારો લેવાનું કર્તવ્ય આપણને સ્વાભાવિક પ્રાપ્ત થાય છે. જો કે ઉપસંહાર અસીમ ધગશવાળો હોવા છતાં પણ તેમાં સાવધાની ભર્યાં સત્યોનો સમાવેશ છે. ”

મહાસભાને જમાવવા ખાતર વાકપાટવ કે વાદશક્તિથી નહિ પરંતુ વરસભર તેમણે અવિરામ ઉત્સાહભર્યું વૈતરૂં કર્યું. તેથી જોતજોતામાં તેઓ મહાસભામાં માનીતા થયા અને તેમની મહત્તા પણ વધી અને સર ચાર્લ્સ સ્કૉવાન, મર્હુમ સર ફિરોજશાહ મહેતા, મુર્હુમ મી. કેઇન અને ડીગ્બી સાહેબો જેવા મુત્સદીઓ તરફથી પંડિતજીનાં ઘણાં વખાણ થયાં.

મદ્રાસની કોંગ્રેસમાં હરેક પ્રાંતમાંથી પ્રતિનિધિઓ મોટી સંખ્યામાં આવે એમ દરેક કાર્યકર્તાઓની અભિલાષા હતી. પંડિતજીએ પોતાના પ્રાંતમાંથી સારી સંખ્યામાં પ્રતિનિધિઓ મોકલવા માટે

પ્રમાદાવસ્થામાં ઘોળતા દેશભાઇઓને જાગૃત કરવા પોતાના પ્રાંતમાં મુખ્ય મુખ્ય સ્થળે પ્રવાસે નીકળ્યા. તે વખતે દેશ એટલો તો અજ્ઞાન અને ચેતનહીન હતો કે મહાસભા એક મહત્ત્વની પ્રજાકીય સંસ્થા છે તે પણ જાણતો નહીં. પંડિતજીને પોતાના દેશબંધુઓને જાગૃત કરવામાં ઘણી મુશ્કેલીઓ નડતી તો પણ ખૂબ ઉત્સાહ દેખાડી સારી જાગૃતિ આણી મદ્રાસની મહાસભામાં પોતાના પ્રાંત તરફથી ૪૫ પ્રતિનિધિઓ મોકલ્યા.

તેમની આવી ચપલ કાર્યશક્તિથી અને મી. હ્યુમ સાહેબની ભલામણથી પંડિતજીને વાયવ્ય પ્રાંતની સમિતિના અને કોંગ્રેસની સ્ટેન્ડીંગ કમીટીના સેક્રેટરી તરીકે નિમ્યા અને ઘણાં વરસો સુધી તે સ્થાન પર રહ્યા.

સને ૧૮૮૮ ની મહાસભાની બેઠકનું આમંત્રણ અલ્હાબાદ તરફથી થયું. પંડિતજી આ વખતે પણ સેક્રેટરી હતા. અપરિમિત મહેનત લઇ તેમણે અલ્હાબાદની મહાસભાની બેઠક સુંદર રીતે શોભાવી હતી.

પંડિતજીને ખાત્રી થઇ કે મહાસભા એ એકજ હિંદુસ્તાનની રાજકીય સંસ્થા છે. ભારતની જનતાની ઉન્નતિ કરવા માટે એ સંસ્થા જ ખરી મહત્ત્વની છે. એટલે તેઓ આજ સુધીની મહાસભાની લગભગ દરેક બેઠકોમાં હાજરી આપ્યાનું ચૂક્યા નથી. દિન પ્રતિદિન તેમનો રાજદ્વારી વિષયોનો અભ્યાસ અનુભવ વધવા લાગ્યાં. દરેક મહાસભાની બેઠકોમાં તેઓ જે જે વિષય ઉપર ભાષણ કરતા તે ખૂબ અભ્યાસપૂર્ણ થતાં. તે ભાષણો આજે પણ વાંચતાં તાજાંજ લાગે છે. એ બધાં ભાષણો અહીં તો ન આપી શકાય પરંતુ તેમાંના કેટલાક ફકરા તો આપ્યા સિવાય ચાલી શકે નહિ.

પાંચમી મહાસભાની બેઠક વખતે 'હિન્દની ફરિયાદો' એ નામના ઠરાવના અનુમોદનમાં બોલ્યા હતા કે, " ગૃહસ્થો, તેથી આપણે

કહીએ છીએ કે, વર્તમાન સંયોગોમાં ખર્ચનો વધારો અન્યાયયુક્ત છે, એટલુંજ નહિ પરંતુ ચોકખી રીતે પાપપૂર્ણ છે. જો પ્રજામાં દોલત અને આબાદીનો વધારો થયા પછી જાહેર ખર્ચમાં વધારો થાય તો નિઃસંશય તે આદરણીય થાય....પરંતુ હિંદમાં જાહેર ખર્ચ વધતો જાય છે, ત્યારે લોકોની સ્થિતિ દિન પ્રતિદિન ઘસાતી જાય છે. આનો એક સાદો પણ જવાબ દઇ ન શકાય એવો પૂરાવો એ છે કે, સરકારની મહેસુલમાં હમણાં જે જે તાજા વધારા કરવામાં આવ્યા છે, લગભગ તે સર્વ હિન્દી લોકોની દૈનિક પ્રથમ આવશ્યકતાઓમાંથી બલ પૂર્વક કઢાવવામાં આવ્યા છે. ફક્ત તાજામાં તાજાં ઉદાહરણો લઇએ. વધારવામાં આવેલા ખર્ચને પહોંચી વળવાને માટે મીઠા પરનો કર વધારવામાં આવ્યો છે, જે ચીજ મનુષ્ય તેમજ ઢોરને માટે એક સરખી આવશ્યક છે; ઘાસતેલ "ગરીબ માણસોનું તેલ" એવું ઉપનામ યોગ્ય અપાયું છે, તેની પર કર નાખવામાં આવ્યો છે; વાયવ્ય પ્રાંતો અને અયોધ્યાની ભૂખે મરતી રૈયત પર બમણો કર નાખવામાં આવ્યો છે. અને દુષ્કાળ રક્ષણ ફંડ લઇ લેવામાં આવ્યું છે, જે ફંડ તંગી અને દુષ્કાળના સમયમાં મુશ્કેલીઓને પહોંચી વળવા માટે ખાસ એકઠું કરવામાં આવ્યું હતું. અને ત્રણ વાયસરોયોએ તેને સ્પર્શ નહિ કરતાં અલગ રાખવાનાં વચનો આપ્યાં હતાં."

નવમી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં "ગરીબાઇ" નામના ઠરાવના સમર્થનમાં પંડિતજીએ ખૂબ લાગણી પૂર્વક ભાષણ કર્યું હતું:–

"દિવાને આમના સભ્યોને વિનતિ કરી કે, દેશની ગરીબાઇ વધતી જાય છે એમ સાબીત કરનારા આંકડાઓનો તેઓ સ્વીકાર કરતા ન હોય તો તેમણે હિન્દમાં આવવું, ગામડાઓની મુલાકાતો લેવી, અને લોકો કેવું દુઃખી જીવન ગાળે છે તે જોવું. બળવા પૂર્વે દેશ કેવો હતો તે લોકોને તેમણે પૂછવું જોઇએ.

વણકરો ક્યાં છે ? ભિન્ન ભિન્ન ઉદ્યોગો અને કારીગીરીઓ પર નિર્વાહ કરનારા પુરુષો ક્યાં છે ? અને પ્રતિવર્ષ કારીગરોની મોટી સંખ્યા ઈંગ્લાંડ અને બીજા યુરોપના દેશોમાં મોકલવામાં આવતી હતી તેઓ ક્યાં છે ? એ સઘળી વાત ભૂતકાળની બની ગઇ છે. અહીંઆં બેઠેલા દરેક જણે—લગભગ દરેક જણે—બ્રિટીશ બનાવટનાં કપડાં પહેર્યાં છે, અને તમે જ્યાં જ્યાં જાઓ છો ત્યાં ત્યાં બ્રિટીશ કારીગીરીઓ અને બ્રિટીશ માલ તમારા જોવામાં આવે છે. ખેતીવાડી કરીને દુ:ખી જીંદગી ગાળવાનું જ, અને તેમને માટે જે થોડો વ્યાપાર રહ્યો છે તેમાંથી સ્વલ્પ લાભ મેળવવાનું લોકોને માટે રહેવા દેવામાં આવ્યું છે. સર્વીસીસની બાબતમાં, વ્યાપારની બાબતમાં પચાસ વર્ષ પૂર્વે આપણા લોકો જે લાભ અને ફાયદો મેળવતા તેનો સોમો ભાગ પણ આપણા લોકો આજે મેળવતા નથી. ત્યારે દેશ કેવી રીતે સુખી થઇ શકે ?"

બત્રીસમી રાષ્ટ્રીય મહાસભાની બેઠક કલકત્તામાં મળી હતી. તેમાં બારમો ઠરાવ સ્વરાજ્ય વિષેનો હતો. તેમાં કોંગ્રેસલીગની યોજનામાં દર્શાવેલા સુધારા આપવાની માગણી કરવામાં આવી હતી. આ ઠરાવ ઉપર અનુમોદન આપતાં પંડિતજીએ કહ્યું:—

"આપણે જે યોજના તૈયાર કરી છે તે હિન્દની પરિસ્થિતિને અત્યંત અનુકૂળ છે. સાચી વાત છે કે, આપણે યોજના ઘડી ત્યાર પછી ઘણા ફેરફારો થયા છે, પરન્તુ તે યોજના ઘડનારાઓનું ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ એમાં છે કે હજી તે યોજના જ શ્રેષ્ઠતા ભોગવે છે અને સૂચવેલી બીજી યોજનાઓથી સરસ છે. આપણે રજુ કરેલી યોજના વિષે એવો આરોપ આણી શકાય એમ નથી કે આપણે બહુ ભારે માગણી કરી છે. રાષ્ટ્રીય ભાવના કહે છે કે, આપણે આપણી પોતાની ઉપર રાજ્ય કરવું જોઇએ. વળી આપણી સરકાર નિષ્ફળ ગઇ છે એ વિશેષ કારણ છે. જોખમદાર રાજ્યને ઉત્તેજન આપવાથી

જો પ્રજાના પ્રતિનિધિઓને અવાજ મળશે તો સારાં પરિણામ આવશે. આપણે જે યોજના રજુ કરી છે, તે પૂરતી મર્યાદિત છે, તેને વિશેષ મર્યાદિત ન બનાવો. આપણી યોજનાનું અગત્યનું લક્ષણ એ છે કે, સત્તાનાં સર્વ કેન્દ્રસ્થાનોમાં આપણને સત્તા મળવી જોઇએ, અને સત્તાનું અતિ મહત્ત્વનું કેન્દ્રસ્થાન વડી સરકાર છે. જો હિન્દી સરકારમાં આપણને સત્તા આપવામાં ન આવે તો મારે કહેવું જોઇએ કે સુધારાના આપણા પ્રયત્નો નિષ્ફળ ગયા છે. અને અગત્યનું લાગે છે કે વડી સરકારમાં આપણને સત્તા મળવી જોઇએ, નહિ તો પ્રાંતિક સરકારો જેટલી પ્રગતિ કરે તેનો ચોથો ભાગ કે દશમો ભાગ પણ કરી નહિ શકે. જે પુરુષ હિન્દી સરકારની સત્તા પર કાબુ ધરાવશે તે જ પ્રાંતોના વિકાસમાં સહાય કરી શકશે. તેથી પ્રાંતિક સ્વતંત્રતાથી પણ આપણે સંતોષ પામવો નહિ. જ્યાં સુધી વધારે સારી યોજના રજુ કરવામાં ન આવે ત્યાં સુધી કોંગ્રેસલીગની યોજનાને સંપૂર્ણ અંતઃપૂર્વક અનુમોદન આપવાની આપણી પવિત્ર ફરજ છે. ”

સને ૧૯૧૮ ની ઑગસ્ટ માસમાં મુંબાઇમાં ખાસ કોંગ્રેસની બેઠક મળી હતી. હિન્દી સરકાર તરફના મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની યોજના બહાર પડી હતી. તેમાં ફેરફાર કરવાની સૂચનાઓનો ઠરાવ પંડિતજીએ મૂકયો. તે ઉપર તેમણે ભાષણ કર્યું કેઃ—

“ કોંગ્રેસનો અભિપ્રાય એ છે કે, સુધારાની યોજના નિરાશાજનક અને અસંતોષકારક છે. ગયા ઑગસ્ટમાં બહાર પડેલા જાહેરનામાના શબ્દો પ્રમાણે તેમણે પૂરતો અમલ કર્યો નથી. તમે સ્વરાજ્ય દાખલ કરવાની માગણી કરી હતી. હિન્દના કોઇ ખુણા કે ભાગોમાં શરૂઆત કરવાની માગણી તમે કરી ન હતી. આખા હિન્દમાં જોખમદાર રાજ્ય દાખલ કરવાની દરખાસ્ત આમની સભાએ મંજુર કરી છે. મ્હારે સખેદ કહેવું પડે છે કે, આપણને આપવામાં આવેલું એ વચન પાળવામાં આવ્યું નથી. વળી આપણને વચન આપવામાં

આવ્યું હતું કે, -એ જાહેરનામાને અમલમાં મૂકવાને માટે જેમ બને તેમ જલદી સંગીન પગલાં ભરવામાં આવશે. તે સંગીન પગલાં ભરવામાં આવ્યાં નથી. હિન્દી સરકારને ઉદાર બનાવવાની આપણી સૂચનાઓનો ના. શહેનશાહની સરકાર અસ્વીકાર કરશે તો હું એટલું જ કહી શકીશ કે, નવી યોજનાથી દેશને સંતોષ નહિ મળે. ચળવળ ચાલુ રહેશે. આપણે જે અત્યંત જરૂરી ફેરફારો ગણીએ છીએ તે મળશે ત્યારે જ ચળવળ બંધ પડશે. ”

રાષ્ટ્રીય મહાસભાની ત્રીસમી બેઠક અમૃતસરમાં ૧૯૧૯ માં મળી. આ વર્ષે પંજાબમાં અપૂર્વ બનાવ બની ગયો હતો. ત્યાંના ગવર્નર સર માઇકલ ઑડવાયરના જોહુકમી અમલમાં હિન્દીઓ ઉપર ભારે સીતમ ગુજર્યો હતો અને લશ્કરી કાયદો ચાલુ થયો હતો, જેના બહાના હેઠળ અનેક કાળાં કૃત્યો કરવામાં આવ્યાં હતાં. આમ છતાં પણ કોંગ્રેસની આ બેઠક બહુ ફતેહમંદ નીવડી. આ બેઠકના પ્રમુખ પંડિત મોતીલાલ નહેરૂ હતા.

દક્ષિણ આફ્રિકાની ગીરમીટીયા રૂઢી બંધ કરવા વિષે ત્રીજો ઠરાવ પંડિત માલવીયાજીએ રજુ કર્યો. તેમણે આ સંબંધમાં મહાત્મા ગાંધીજીએ કરેલી સેવાઓની પ્રશંસા કરી અને કહ્યું કે, “ ફીજી ટાપુઓમાં હિન્દીઓને એક ગુલામીખત અમુક વર્ષને માટે લખી આપવું પડે છે અને તે દરમ્યાન તેમને મુકરર રોજી મળે છે, તથા તેમને પોતાના માલીકની ઇચ્છા પ્રમાણે વર્તવું પડે છે. કામદારો તરફ ન્યાય કે અન્યાય થાય છે તે કોઇ પૂછતું નથી અને તેમના પર ભયંકર અત્યાચાર ગુજારવામાં આવે છે.

હિન્દની પવિત્ર પુત્રીઓ અને ભગિનિઓ જેઓ પોતાની પવિત્રતાને માટે મગરૂર છે, તેમને બળાત્કારે લઇ જવામાં આવે છે, અને ૫ પુરૂષ વચ્ચે ૨ સ્ત્રીઓની વહેંચણી થાય છે. આ વાત જાણીને હૈયું ચીરાઇ જાય છે. ભલું થજો લૉર્ડ હાર્ડિંગનું કે તેણે

ફીજીમાં હિન્દુઓની વધુ વસાયત અટકાવી. હવે આપણે ફીજીમાં દુઃખથી સબડતી આપણી બ્હેનો અને અધમ દશામાં પડેલા આપણા ભાઇઓને છોડાવવા ઇચ્છીએ છીએ અને જો ના. વાયસરોયનું વચન સફળ થાય તો હિન્દની કીર્તિને લાગેલો કાળો ડાઘ હવે ધોવાઇ જશે. જો આપણે સ્વરાજ્યની માગણી કરીએ તો પહેલો સવાલ તો આપણને એ જ પૂછાય કે, જે હિન્દીઓ પરદેશમાં ગિરમીટીયા મજુરી કરે છે, અને જેમની દીકરીઓ અને બ્હેનો આવી અધમ દશામાં પડેલી છે, તેઓ વળી સ્વરાજ્યને ભોગવી શકે ? આ બાબતમાં સફળતા મળવાથી હિન્દી પ્રજાની નીતિ ઉપર લાગેલો ડાઘ ધોવાશે અને આશા છે કે કેવળ હિન્દની જ નહિ પણ કોઇ પણ નામ તળે ચાલતી એવી પ્રથા રદ થશે. ”

આ પ્રમાણે પંડિતજીએ ઠેઠ આજ સુધીની ભરાયેલી મહાસભાની દરેક બેઠકોમાં હાજરી આપ્યા કરી છે.

તેઓ ચોવીસમી અને તેત્રીસમી મહાસભાની બેઠકોના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. આ બે ભાષણોના અગત્યના ફકરાઓ આ ચોપડીમાં આગળ આપવામાં આવ્યા છે. મહાસભા જ્યારે જ્યારે કટોકટીના પ્રસંગોમાંથી પસાર થતી હોય છે ત્યારે માલવીયાજી તુરત પોતાની સેવા તેને અર્પણ કરે જ છે.

સને ૧૯૦૯ માં મહાસભા પર ચારે બાજુથી ટીકાઓના હુમલા થતા હતા, તેવા વખતે તેમણે પ્રમુખપણું સ્વીકારી મહાસભાનું માન ટકાવી રાખ્યું હતું.

હમણાંનો તાજો જ દાખલો લઇએ. સરકાર હાલમાં મહાસભાની વર્કીંગ કમીટીઓને ગેરકાયદેસર ઠરાવ્યા કરે છે, જ્યારે પહેલું ફરમાન બહાર પડયું કે તુરતજ પંડિતજીએ તે વખતના કામ ચલાઉ પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલ પર નીચેનો સંદેશો મોકલ્યો હતો.

અલ્હાબાદ તા. ૨-૭-૩૦

"મહાસભાની વર્કીંગ કમીટીને સરકારે ગેરકાયદેનું મંડળ ઠરાવ-વાનું સરકારી ફરમાન, તેના છેલ્લા થોડાક મહિનાઓની રાજ્યનીતિની કલગી સમાન છે. અને હાલના સંજોગો વચ્ચે જો હું તેનો કંઇએ બંધબેસ્તો પ્રત્યુત્તર વાળી શકું તો તે એ છે કે, મહાસભાની વર્કીંગ કમીટીને એક સભાસદ તરીકે, હું મારી સેવાઓ અર્પણ કરૂં છું.

જ્યારે પણ ઠીક લાગે ત્યારે સેવા ફરમાવશો."

## પ્રમુખનો ઉત્તર.

મુંબઈ તા. ૪ થી જુલાઇ ૧૯૩૦.

વ્હાલા પંડિતજી

"સરકારે તેને (વર્કીંગ કમીટીને) બીન કાયદેસર જાહેર કર-વાથી તેના મેંબર બની મદદ કરવાને માટે તમે મને જે તાર મોકલ્યો હતો તે વિષેની ખબર મને છાપાં મારફત મળી, એ તમારો તાર હજુ મને મલ્યો નથી. અને કદાચ મને તે કદી પહોંચાડવામાં આવશે જ નહીં, તમારી માગણીને હું વધાવી લઉં છું. અને કોંગ્રેસની કામ ચલાઉ પ્રમુખ તરીકે મને જે સત્તા મળી છે તેની રૂએ પડિત મોતીલાલજીની ખાલી પડેલી વર્કીંગ કમીટીની બેઠકમાં તમારી નિમણુંક કરૂં છું અને આશા છે કે તમારા તાત્કાલિક દેશભક્તિના ભાવથી ભરેલા કાર્યની કદર પ્રજા કરશે."

આ પ્રમાણે પંડિતજી મહાસભાની વર્કીંગ કમીટીમાં ચૂંટાયા. ત્યાર પછી તરતજ મુંબઇની વર્કીંગ કમીટીની બેઠકમાંથી તેઓ ગિરફતાર થયા આ બધી હકીકત આપણી નજર સમીપ જીવતી છે.

પંડિતજી બુઝર્ગ છે પણ હિંદની સેવા કરવામાં તેમની મહેનત એક યુવાનને પણ શરમાવે તેવી છે.



## ધારાસભામાં પંડિતજી

પ્રજાકીય મહાસભામાં આગેવાની ભર્યો ભાગ લેઇ જેમ દેશમાં જાગૃતિ લાવતા હતા, તેવીજ રીતે બીજી બાજુ સરકારી સંસ્થાઓમાં જોડાઇને પણ દેશસેવાનો એકે પ્રસંગ જવા દેતા ન્હોતા.

તેઓ શરૂઆતમાં યુનિવર્સિટિના ફેલો નિમાયા હતા. તે સિવાય અલ્હાબાદની મ્યુનિસિપલ બોર્ડમાં એક બે વખત ઉપપ્રમુખ તરીકે પણ ચૂંટાયા હતા.

સંયુક્ત પ્રાંત તરફથી ધારાસભામાં પંડિત વિશ્વંભરનાથ ચૂંટાતા હતા, પણ જ્યારે તેઓ ઘડપણને લેઇને વિનિવૃત્ત થયા ત્યારે તેમની જગ્યાએ ઇ. સ. ૧૯૦૨ માં પંડિત માલવીયાજી ચૂંટાયા. ધારાસભામાં તેમણે હંમેશાં દેશની સ્વતંત્રતાને નજર સમક્ષ રાખેલ છે, ધારાસભામાં તેમનાં ભાષણો જવાબદારીવાળાં અને બુદ્ધિપૂર્ણ દલીલોવાળાં થતાં. ધારાસભામાં રહીને તેમણે દેશની ઘણી સારી સેવા બજાવી છે. ધારાસભા અને વડી ધારાસભામાં થઇ તેમણે લગભગ પચીસ વરસ હાજરી આપી હશે. ધારાસભા અને વડી ધારાસભામાં ઘણાયે પ્રજાકીય પ્રતિનિધિઓ જાય છે પણ તેમાંના ઘણાયે પ્રમાણિકતાને બદલે સ્વાર્થમાં, સ્વતંત્રતાને બદલે ખુશામતમાં દોરવાઇ જવાના ઘણાયે દાખલા મળી શકે છે. પણ આવી કોઇ લાલચોને વશ માલવીયાજી થયા નથી, એજ પંડિતજીની દેશભક્તિનું અદ્‌ભૂત ઉદાહરણ છે.

એમનાં ધારાસભાનાં ભાષણો આપ્યાં નથી પણ જે મળી શક્યાં તેમાંથી કેટલાંક ભાષણોના ફકરા નીચે આપીએ છીએ, તે વાંચવાથી પ્રજાને પંડિતજી માટે ભારતભૂષણનું બિરદ યથાયોગ્ય લાગશે.

### વડી ધારાસભામાં મુક્તિનો કાયદો.

૧૮–૯–૧૯૧૯ ના દિવસે વડી ધારાસભામાં સરકાર તરફથી સર વિલિયમ વિન્સેન્ટે મુક્તિનો કાયદો રજુ કર્યો હતો. ગયા એપ્રિલ માસમાં પંજાબમાં સરકાર તરફથી જે માર્શલલો જાહેર થયો હતો

તેની અખત્યાર કરવાની જરૂરિયાત અને માર્શલલોની હકુમતમાં ભાગ લેનાર અમલદારોને મુક્તિ આપવાને લગતો આ ઠરાવ રજુ થયો હતો. પરંતુ આ સમય દરમ્યાન પંજાબના મામલા વિષે સરકાર તરફથી માર્શલલોની જરૂરિયાત હતી કે નહિ તેની તપાસ કરવા કમિટી નીમાઇ હતી. આ કમિટીનો રિપોર્ટ બહાર પડે ત્યાં સુધી આ ઠરાવ મુલત્વી રાખવો જોઇયે એમ પ્રજાકીય પ્રતિનિધિ મી. ચંદાએ સુધારો રજુ કર્યો હતો. સુધારાને અનુમોદન આપવા પંડિતજી ઉભા થયા હતા અને તે દિવસે ત્રણ કલાક અને પીસતાળીસ મિનીટ અને બીજે દિવસે ચાલીસ મિનીટ સુધી વિવેચન કર્યું હતું. તેમના ભાષણમાં મુખ્ય મુદા નીચે મુજબ હતાઃ—

(૧) ઈંગ્લાંડમાં સન ૧૭૧૫, ૧૭૪૫ અને ૧૭૮૦ માં આવા કાયદા પસાર કરવામાં આવ્યા હતા. પણ તે દરેક વખતે સાધારણ હુલ્લડ કે બંડ નહિ, પણ ખુલ્લી લડાઈ હતી. એવા ગંભીર પ્રસંગેજ ઈંગ્લાંડમાં માર્શલલૉ અખત્યાર કરવામાં આવે છે.

(૨) સરકારે ૧૮૦૪ ના કાયદાનો અમલ કરીને માર્શલલૉ અખત્યાર કર્યો હતો. પણ તે કાયદો તો જ્યારે બ્રિટીશ રાજ્યની સત્તા બીજા રાજાઓ વગેરેની ઉપર સ્થાપવાની હતી તે વખતે ઘડવામાં આવ્યો હતો. આવો મહાન વિગ્રહ પૂરો થયા પછી તે કાયદો વફાદાર હિન્દી પ્રજાને લાગુ પડશે એમ તે ઘડનારના ખ્યાલમાં પણ નહિ હોય.

(૩) ખરેખરો સવાલ એ હતો કે ગયા એપ્રિલ માસમાં પંજાબમાં શું બન્યું અને બંડનો મામલો જાહેર કરવામાં તથા તે પછી આં કાયદો રજુ કરવામાં સરકારે વ્યાજબી પગલાં ભર્યાં છે કે નહિ? પણ તે મામલાની હકીકત વિષે તો જે વિગતવાર સવાલો તેમણે પૂછ્યા હતા તેના જવાબ સરકારે આપ્યા નથી. મી. એન્ડ્રુસ જેવા સાધુ પુરુષને પણ તપાસ કરવા જતાં સરકારે અટકાવ્યા હતા. આમ

ખરી હકીકતને અભાવે આવા કાયદાને ટેકો આપવાની માગણી સરકાર કેમ કરી શકે ?

(૪) તે પછી અમૃતસરમાં, લાહોરમાં અને ગુજરાનવાળામાં જે ગોળીબાર કરવામાં આવ્યા હતા તે વિષે પંડિતજીએ સખ્ત ટીકા કરી હતી અને ખાસ કરીને ફટકા મારવાની શિક્ષા કરવાની જરૂર સરકારને પડી એ વિષે આશ્ચર્ય બતાવ્યું હતું. આબરૂદાર આગેવાનોને, પ્રોફેસરોને, વકીલોને અને વેપારીઓને હાથે બેડી પહેરાવી સરિયામ રસ્તા ઉપરથી ચાલતા જેલમાં લઇ જવામાં આવ્યા એ વિષે પણ વિગતવાર વિવેચન કર્યું હતું.

(૫) આ કાયદો તુરત પસાર કરવાની ખાસ જરૂર પણ નથી. અત્યાર સુધીમાં કેદમાંથી છુટેલા કોઇ માણસે સરકારના અમલદાર સામે દાવો માંડયાનું જાણવામાં નથી. પંજાબમાં લોકો એટલા બધા ભયભીત થયેલા છે કે તેઓ આવા કેસ દાખલ કરવાની હિંમત પણ ન કરે, અને જો કોઇ એવી હિંમત કરે તો જેમણે શુદ્ધ બુદ્ધિથી કામ કર્યું છે તેમને કાંઇ ન્યાયાધીશ શિક્ષા પણ ન કરે.

આ બીલની કલમે કલમ ઉપર ટીકા કરીને, પ્રજામતને માન આપવાને ખાતર અને રાજા પ્રજાની વચ્ચે વધારે સમભાવ ઉત્પન્ન થાય તે માટે આ કાયદો મુલત્વી રાખવાની વિનંતિ પંડિતજીએ સરકારને કરી હતી. પણ તેનું કંઇ ફળ આવ્યું નહિ. સરકારે આ ઠરાવ પસાર કર્યો હતો.

વડી ધારાસભામાં પણ તેમની પ્રતિભાને બળે તેમણે સારી નામના સંપાદન કરી છે. બુંદેલખંડની જમીનના મોંઅદલાના ખરડા વખતે, કેરી વસ્તુઓની જકાતના ખરડા વખતે અને વાર્ષિક અંદાજપત્ર વખતે કરેલાં ભાષણોમાં તેમની પ્રતિભા જણાય છે. બીજા સભ્યોથી નિર્વિવાદ રીતે તેઓ ઉંચે સ્થાને તરી આવે છે.

જ્યારે પ્રજાકીય પ્રતિનિધિનું કામ તેમના એકલાને માથે આવી

પડતું ત્યારે તેમને પ્રતિકૂળતામાં પારાવાર વૈતરૂં કરવું પડતું હતું. પણ બીજી વખતે પંડિત મોતીલાલ નહેરૂ તથા બાબુ ગંગાપ્રસાદ વર્મા વગેરે કેટલાએક સાથીઓ આવી મળવાથી તેમના પરનો કાર્યભાર હળવો થયો હતો.

પંડિત માલવીયાજીએ આજ સુધી સરકાર સાથે ઓછો સહકાર કર્યો નથી. ધારાસભામાં તેમજ અનેક કમીશનોમાં તેમણે કામ કર્યું છે. જેમ પ્રજા તરફથી તેમના પ્રતિ પૂર્ણ વિશ્વાસ હતો તેવીજ રીતે સરકાર તરફથી પણ તેમના તિ પ્રવિશ્વાસ હતો.

ડીસેન્ટ્રા લાઇઝેશન કમીશન સમક્ષ પંડિતજીએ બહુ અગત્યની જુબાની આપી હતી. અને પ્રાન્તિક વહિવટ સંબંધીની અને નાણાં-વહિવટ સંબંધીના ડીસેન્ટ્રા લાઇઝેશન ઉપરની તેમની કેફિયતો બહુજ અગત્યની છે. પોતાની માતૃભૂમિને વાસ્તે લાંબા કાળ સુધી આવાં ઘણાં મહત્ત્વનાં કાર્યો કર્યા છે. હિન્દના જુદા જુદા આર્થિક પ્રશ્નોની સંપૂર્ણ માહીતિ ધરાવાને લીધે તેમનું અહર્નિશ ધ્યાન દેશના પ્રશ્નો પરજ રહે છે.

પંડિતજીએ ત્રણ વર્ષ સુધી અદાલતની ભાષાના વિષય સંબંધી લડાઇ કરી હતી. અને તેમની લડાઇની અસર સાંગોપાંગ પાર પડી હતી. અને તેની ભાષા હિંદી તરીકે નક્કી થઇ હતી, પરંતુ ઠરાવ થયા પછી મુસલમાનભાઈઓમાં તે તરફ અસંતોષ થયો એટલે સરકાર પક્ષથી બાળબોધ લિપિ સ્વીકારવાનો હક્ક ગૌણ ગણવામાં આવ્યો.

જ્યારે ૧૯૨૦ માં અસહકારની લડાઇ પૂરજોસમાં ચાલતી હતી અને મહાસભાએ ધારાસભાના પ્રજાકીય સભાસદોને રાજીનામાં આપવાની માગણી કરી હતી ત્યારે પંડિતજીએ રાજીનામું આપી દીધું હતું. કાઉન્સિલ છોડી દીધા પછી તેમણે જાહેર કર્યું હતું કેઃ—

" મારો મત બદલવાનું મુખ્ય કારણ એ છે કે મારી એવી માન્યતા દિવસે દિવસે વધુને વધુ મજબુત બનતી જાય છે કે દેશનું

સર્વોપરી હિત અને માન વહેલામાં વહેલી સ્વરાજ્યસ્થાપના કરવામાં રહેલું છે. આ કાર્ય માટે અસાધારણ મોટા પાયા ઉપર અને સતત અને સંગીન કામ થવું જોઇએ. સ્વરાજ્યની સર્વોપરી અગત્ય પ્રજામાંના આબાલ વૃદ્ધ સૌના મન પર ઠસાવવી. અને જ્યાં છે ત્યાં તેને પોષવી અને કેળવવી જોઇએ. સ્વરાજ્ય મેળવવાની અને નભાવવાની આપણી લાયકાત વિષે પ્રજામાં વિશ્વાસ આણવો જોઇએ. અને રાષ્ટ્રીય વિચાર તથા કાર્યમાં એકતા સ્થાપી આપણી ઉમેદ બર આણવાને બીજી જે જે તૈયારીની જરૂરી હોય તે કરવા કમર કસવી જોઇએ. આ મહાભારત કાર્યમાં રહેલી મુશ્કેલીઓ દેખીતી છે છતાં મને લાગે છે કે તેને હાથ ધરવાનો વખત હવે આવી પહોંચ્યો છે. અને હું માનું છું કે આપણે આપણા પ્રયત્નોને જો યોગ્ય રીતે દોરીએ તો તે સફળ થયા વગર રહે નહિ. હું આવા વિચારો ધરાવતો હોવાથી મારો ધર્મ એજ થયો કે મારે મારો બધો સમય અને શક્તિ આ મહાન રાષ્ટ્રીય હેતુ પાર પાડવાના કામ માટે બચાવવાં. આ વિચારથી નવી કાઉન્સિલમાં ન જ જવાનો મેં નિશ્ચય કર્યો છે.''

જ્યારે અસહકારની લડાઇ સમી ગઇ અને મહાત્માજી જેલમાં હતા તે વખતે બહાર રહેલા દેશનેતાઓમાંના ઘણા દેશનેતાઓને ફરીથી ધારાસભાઓ હાથ કરવાનું વાસ્તવિક લાગ્યું, તેમાં પંડિત માલવીયાજી, પંડિત મોતીલાલજી, વિઠ્ઠલભાઇ પટેલ વગેરે કહી શકાય અને છેવટે તેઓએ ફરીને ધારાસભામાં પ્રવેશ કર્યો.

પરંતુ આ દેશનેતાઓને તે પછીના ધારાસભાના અનુભવ પરથી જણાયું કે પરતંત્ર પ્રજાના પ્રતિનિધિઓ ધારાસભામાં કંઇ કરી શકતા નથી.

દશ વરસના ધારાસભાના વહિવટ પરથી ઘણા દાખલાઓ આપી શકાય એવા છે કે, પ્રજાને નુકસાન કરતા ઘણા કાયદાઓ તેમના વિરોધ છતાં સરકાર પસાર કરે ગઇ છે. આનો તાજો દાખલો 'ટેરીફ બીલ' આપી શકાય એમ છે.

કૅાટન પ્રોટેકશન બીલ–હિંદી કાપડના ઉદ્યોગને રક્ષણ આપવાને લગતો ઠરાવ વડી ધારાસભામાં આવ્યો હતો. ઉપર ઉપરથી વિચાર કરનારને જણાય છે કે, આ કાયદો હિંદુસ્તાનના મીલ ઉદ્યોગનો રક્ષણ-કર્તા છે. પરંતુ આમાં ખાસ કરી બ્રિટીશ કાપડ તરફ પક્ષપાત બતાવવાને લગતું જે તત્ત્વ–પસંદગીની જકાતનું ધોરણ–દાખલ કરવામાં આવ્યું છે. આ ઠરાવ પર પ્રજાકીય પક્ષ તરફથી કેટલાક સુધારા રજુ થયા હતા. તેમાં પંડિત મદનમોહન માલવીયાનો સુધારો એ હતો કે બધાય પરદેશી કાપડ પર સરખી જકાત નાખવી જોઇએ. ઇંગ્લાંડ કે બીજા દેશોના કાપડ વચ્ચે જકાતમાં ભેદ નહિ રાખવો જોઇએ. સરકાર તરફથી આનો બચાવ ઘણી ચતુરાઈથી થયો હતો પણ પંડિતજીએ પોતાની લડત ખૂબ ચતુરાઇથી માંડી હતી. આ ઠરાવ પર પંડિતજીએ ઘણા પ્રશ્નો પૂછી સરકારના હૃદયને ખુલ્લું પાડી દીધું હતું. આ વખતે પંડિતજીએ લગભગ પોણા ચાર કલાક સુધી દલીલોથી પરિપૂર્ણ જબરજસ્ત યાદગાર ભાષણ કર્યું હતું. આ ભાષણ ખૂબ યાદ રાખવા જેવું છે. આ ભાષણમાંનો સાર આ પુસ્તકમાં બીજી જગ્યાએ આપેલો છે.

માલવીયાજીની આ લડત બહુ યાદગાર રહેશે, આ બધું બોલવું નિરર્થક ગયું, પંડિતજીનો સુધારો ઉડી ગયો અને ટેરીફ બીલ પસાર થયું. બીલ પસાર થતાં માલવીયાજી અને બીજા નેશનાલીસ્ટ સભ્યોએ રાજીનામાં મોકલી આપ્યાં હતાં.

પંડિત માલવીયાજીએ વડી ધારાસભાની બેઠકનું રાજીનામું આપતાં "વડી ધારાસભાનું ૨૫ વર્ષ સુધીનું પોતાનું સભાસદ પદ, પોતાની બંધારણ વિષયક પ્રવૃત્તિ અને લાહોર મહાસભાની બેઠકમાં પોતે કરેલા ધારાસભા ત્યાગનો વિરોધ અને મહાસભાવાદીઓને ચુંટ-ણીમાં ફરી ઉભા રહેવાની આપેલી સલાહનો ઉલ્લેખ કરી જણાવ્યું છે કે સરકાર હાલના સુધારાનો સાચા જુસ્સાથી અમલ કરવા

તૈયાર નથી. મારા મત મુજબ સરકારે આર્થિક સ્વતંત્રતાના કન્વેન્શનનો ભંગ કરી અને પ્રેસીડંટ શ્રી. પટેલની સૂચનાનો અનાદર કરી શાહી પસંદગીની તરફેણમાં ધાકધમકીથી વડી ધારાસભામાં બહુમતિ મેળવી છે. લશ્કરી બજેટ, રેલ્વે અને હુંડીયામણનો દર ઘટાડવાની નિષ્ફળતાની સરકારની રાજનીતિ રાષ્ટ્ર વિરૂદ્ધ છે. આથી મેં નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી હાલના રાજતંત્રનો નાશ ન થાય ત્યાં સુધી મારે વડી ધારાસભામાં કામ કરવું નહિ. રાઉન્ટ ટેબલ કોન્ફરન્સ સંબંધી વાઇસરોય અને હિંદી પ્રધાનની અપીલ મેં સ્વીકારી હતી અને એવી આશા રાખી હતી કે સરકાર સંસ્થાનિક સ્વરાજ્ય અમલમાં હોય તેવા જુસ્સાથી કામ કરશે.

આ જુસ્સાની કસોટી કરવાનો પ્રસંગ જકાત અને કરને લગતી દરખાસ્તોમાં થયો. હજી પણ સેલ્બોર્ન રિપોર્ટ, ક્રુ રિપોર્ટ અને આર્થિક કમિશનના રિપોર્ટમાં દર્શાવેલા કન્વેન્શનની સરકારે અવગણના કરી છે. જે રાજતંત્ર હેઠળ પ્રજા ઉપર અન્યાય થાય છે એ રાજ્યતંત્ર હેઠળ હું કામ કરી શકું નહિ."



## હિન્દુ મહાસભામાં

હિન્દુ સમાજ દિન પ્રતિદિન નિસ્તેજ, નિર્બળ, પુરુષાર્થહીન, પોતાનું અને બીજાનું રક્ષણ કરવા અસમર્થ બનતો જાય છે. આપણો સમાજ છિન્નભિન્ન થતો જાય છે, એ સ્થિતિમાંથી આપણે ઉગરી જવું જોઇએ.

હિન્દુ સમાજે આવી ભયંકર હીન અવસ્થામાંથી બચી જવા ખાતર ભારતના સકળ હિંદુઓએ સંગઠિત થવું જોઇએ અને પોતાના રક્ષણના ઉપાયો યોજાવા જોઇએ એમ કેટલાક હિન્દુ દેશનેતાઓને લાગતું હતું. આમાં પંડિતજીનું નામ પહેલું મૂકી શકાય.

ઇ. સ. ૧૯૨૩ની ઓગસ્ટની તા. ૧૯ મી અને ૨૦ મીએ કાશીમાં હિન્દુઓની મહાસભા ભરવા, સર્વે હિન્દુઓ માટે પૂજ્ય માલવીયાજીએ એક નિમંત્રણ બહાર પાડયું હતું.

હિન્દુ મહાસભાનું મુખ્ય કર્તવ્ય પંડિત માલવીયાજીએ જણાવ્યું છે કે:—

"હિન્દુઓના હ્રાસ અને અધઃપાતને રોકવો, અને એમની ઉન્નતિનાં સાધનો પર વિચાર કરવો અને તે સાધનોની યોજના કરવી." વળી જણાવ્યું હતું કે "હું મારા હિન્દુ ભાઇઓને પ્રાર્થના કરૂં છું કે દરેક તેહસિલ અને તાલુકામાં હિન્દુ સભાઓ સ્થાપિત કરવી અને તેમાંથી મહાસભામાં પોતાના સમાજના પરમ યોગ્ય અને શ્રદ્ધેય પ્રતિનિધિઓ ચુંટીને મોકલવા."

એ પછી કાશીક્ષેત્રમાં હિન્દુ મહાસભાની બેઠક મળી હતી. તે વખતે પંડિતજીએ અસ્પૃશ્યતાનો ઠરાવ મૂકયો હતો. તેની પ્રસ્તાવનામાં બોલ્યા હતા કે "મેં સાંભળ્યું છે કે હરિશ્ચંદ્ર ઘાટ ઉપર એક ઢેડે મંદિર બંધાવ્યું છે અને કાશી નરેશના ગુરુ પાસે તેની પ્રતિષ્ઠા કરાવી છે. તે હલાલખોરે પોતાની થોડી કમાણીમાંથી બચાવી બચાવીને શી રીતે શિવમંદિર બંધાવવા જેટલા પૈસા ભેગા કીધા હશે! જો એ ઢેડ મને મળે તો હું કેમ તેના ચરણમાં મારૂં માથું ન ઝુકાવું? કહેવાય છે કે 'सबसे कठिन जाति अपमाना.' પણ એ બિચારા એ અપમાન પણ સહન કરે છે. એ તમારી એવી સેવા કરે છે કે જો બે દિવસ તેની સેવા બંધ રહે તો ઘરમાં તમારે રહેવું મુશ્કેલ થઇ પડે, તે તમારૂં મેલું ઉઠાવે છે, બીજી બધી સેવા કરે છે. એવા ઘણા લોકો છે કે જેઓ છ છ મહિના સ્નાન નથી કરતા, ભોજન કરી હાથ નથી ધોતા, પણ તેમની સાથે આપણે હળીયે મળીયે છીએ, બધો વ્યવહાર કરીએ છીએ. કેવળ બિચારા ઢેડની—રામદાસ—ની જ ધૃણા કરીએ છીએ. કહો આપણે એને સભામાં

શા માટે ન બોલાવીએ? એને દેવદર્શન કેમ ન કરવા દઇએ? શું તે પાપી છે?

હું તેને શી રીતે પાપી સમજું? તમે કહેશો કે મેલું ઉઠાવે છે માટે. ભાઇ, મેલું ઉઠાવવાનું કામ બંધ કરી તે હાથ ધુવે છે ત્યારે તેના ઉપર મેલું ક્યાં રહે છે? પણ એને હું કોણ પાપી કહેનારો? હું જુઠું બોલું છું. દેવીઓ તરફ પાપી દૃષ્ટિથી જોઉં છું, અને બીજાં કેટલાંયે પાપકર્મ કરૂં છું તો હું એ ઢેડને ભગવાનનાં દર્શન કરતો શી રીતે અટકાવી શકું? ઇશ્વરનું નામ લઇ, શ્રી વિશ્વનાથજીનું નામ લઈ, તમારી પાસે ભીખ માગું છું કે એ આજ્ઞા આપો કે જેને મંદિરમાં જઇ ભગવાનનું દર્શન કરવું હોય તે કરી શકે છે.

બીજી વાત અંત્યજને માટે કૂવાની છે, તમે તેને કૂવા ઉપર ચઢવા નથી દેતા, પણ પાદરીઓ સંન્યાસીનો વેશ લઇ તેમની પાસે જાય છે, સાથે મેમ સાહેબ પણ જોગણનો વેશ લઇને જાય છે. તે તેને ઇસાઇ બની જવા માટે સમજાવે છે. અને કહે છે કે પછી તમને કશી અડચણ નહિ પડે. આમ તે આપણાથી છૂટા પડે છે. તેમનાથી થતા કેટલાય લાભ આપણે ગુમાવીએ છીએ. તેનો સ્વાર્થ-દૃષ્ટિથી તો ખ્યાલ કરો. હમણાંનીજ વાત છે કે પાણીપતમાં કેટલાક ચમારોને મુસલમાન બનાવવાની તજવીજ ચાલી રહી હતી. કારણ મુસલમાનોએ કહ્યું તમે મુસલમાન બનો, પછી તમને કોઇ નહિ રોકે. એટલામાં જે રઇસનો તે કૂવો હતો તેણે ચમારોને બોલાવીને કહ્યું કે કૂવો તમારો પણ છે, અમારો પણ છે. તમે પણ પાણી ભરો, અમે પણ ભરશું. એટલે પેલા મુસલમાન બનતા અટકી ગયા. રાજા રંતિદેવે ચંડાળ અને તેના કુતરાને બહુ આદરસત્કારથી નમસ્કાર કરીને અન્નજળ આપ્યું હતું. પણ તમે તો તમારા સેવકને કૂવા ઉપરથી પાણી પણ નથી લેવા દેતા, જે બિચારો દિવસ ભર પરિશ્રમ કરે છે, તમારો કચરો મેલું વગેરે ઉઠાવે છે."

છતાં આ ઠરાવ પસાર ન થયો. પંડિતજી ચુસ્ત સનાતની છે. દરરોજ નિત્ય કર્મ કરે છે. ભાગવત વગેરે ધર્મગ્રંથ બે કલાક વાંચે છે. પોતાના હાથે રસોઇ પકાવી લેનારા પંડિતજીની તોલે આવે એવા ભાગ્યેજ કોઈ બ્રાહ્મણ હશે.

બીજી હિન્દુ મહાસભાની બેઠક ડીસેમ્બર ૧૯૨૨ માં ભરાઇ હતી. તેમાં પંડિત મદનમોહન માલવીયાજી પ્રમુખ હતા. પંડિતજીએ હિન્દુઓને સંબોધીને હૃદયના ઉભરા સાથે કહ્યું:—

" મર્દ બનો. હુન્નર કરવા શીખો. પોતાનું રક્ષણ કરતાં શીખો. શરીર મજબુત બનાવો. પેટ ભરીને ખાઓ. ભૂખે મરીને પૈસો ન સંઘરો. સ્ત્રીઓની રક્ષા કરો. ધર્મની રક્ષા કરો; પરધર્મ ગ્રહણ કરવા કરતાં નિધન–મોત પસંદ કરો. મુસલમાનોથી ડરી ન મરો. બ્રહ્મચર્યનું પાલન કરો. મોટી ઉંમરે પરણો. બ્હેનો પણ આત્મરક્ષાની કળાને ખીલવે.

હિન્દુઓ જો તાકાતવાળા થશે તો મુસલમાનો પોતાના લાયક ભાઇઓ ગણીને આદર આપશે.

અન્ત્યજોને ભાઇ ગણો. તેમની જોડે રોટી વહેવાર કે બેટી વહેવાર ન રાખો, પણ તેમને ભાઇ તરીકે સ્વીકારો, તેમને તમારી શાળાઓમાં, ખાસ કરીને તમારાં મન્દિરોમાં આવવા દો.

આટલે આવતાં પંડિતજીએ માથાની પાઘડી ઉતારી અને કહ્યું:–

એક ભંગડી પણ, જો મોહને વશ નહિ થતાં પોતાના ધર્મનું રક્ષણ કરતી હશે તો હું તેને નમસ્કાર કરૂં. પરમેશ્વરના દરબારમાં ભંગીનાં અને આપણાં પાપનો સરખો હિસાબ છે. તેની કરૂણા એજ આપણો તરણોપાય છે. "

નરવીર લાલાજી, ભારતભૂષણ માલવીયાજી અને સત્યવીર શ્રદ્ધાનંદજીએ ત્રિપુટિના હૃદયમાં હિંદુજનતા માટે ખૂબ લાગ્યું હતું. અને તેમણે સકલ હિંદુજાતિને સંગઠિત કરવા તનતોડ પ્રયત્નો કર્યા છે.

આપણી રગેરગમાં જે દુર્ગુણોનો કચરો ભરાઇ ગયો છે, તેને ભસ્મીભૂત કરવા તેમણે ઘણીયે વખતે બળતા હૃદયે પોકાર ઉઠાવ્યો છે. માલવિયાજીએ અસ્પૃસ્યતાનું કલંક જે હિંદુ જનતાને કપાળે લાગ્યું છે તેને ધોવા હિંદુજનતાને વારંવાર પોકાર કરી કહ્યું છે. તે વચનો હિંદુ જનતાએ વિચારવા જેવાં છે.

માલવીયાજીની આ પ્રવૃત્તિને ઘણા મુસલમાન બંધુઓ વિકૃતરૂપ આપવા લાગ્યા. અને ઘણા હિંદુ નેતાઓને પણ આ પ્રવૃત્તિ ઠીક ન લાગી. ઘણાઓનું માનવું હતું કે આથી હિંદુ મુસલમાનનું વૈમનસ્ય વધ્યા કરશે. પરંતુ પંડિતજીએ આ આરોપનો ઘણે ઠેકાણે ખુલાસો કર્યો છે. મહાત્માજીએ પણ એમની આ પ્રવૃત્તિને નિર્મળ ગણી છે.

સ્વામી શ્રદ્ધાનંદના ખૂનને લીધે હિંદુ મહાસભાની ખાસ બેઠક ગૌહટીમાં ભરાઇ હતી. ત્યાં પણ માલવીયાજી પ્રમુખ હતા. તેમના આ વખતના ભાષણમાં હિંદુ–મુસલમાન સંબંધીનું તેમનું હૃદય પરખાય છે. આ સભાનો પ્રસંગ હિંદુજનતા માટે ઘણો દર્દમય હતો છતાં તેમના ભાષણમાં મુસલમાન માટે તો શું પણ ખૂની ઉપર પણ તિરસ્કારનું એક વચન સરખું યે ન્હોતું. સ્વામીજીનું પવિત્ર કાર્ય અડગ નિશ્ચયથી આગળ વધવું જોઇએ એ જ તેમના ભાષણમાં મુખ્ય ધ્વનિ હતો. આ ભાષણ સાંભળવાને મુસલમાનો ત્યાં હાજર હોત તો તેમને ખાત્રી થાત કે માલવીયાજી મુસલમાન કે ઇસ્લામના શત્રુ નથી પણ મિત્ર છે.

પંડિતજી નિર્મળ સનાતની છે. તેમનામાં વંશપરંપરા ધાર્મિક સંસ્કારો ઉતરી આવ્યા છે. તેઓ દરરોજ બે કલાક ધાર્મિક ગ્રંથનું અધ્યયન કરે છે. ભાગવતની કથા ઉપર તેમનો અદ્ભુત કાબુ છે. મહાત્માજીએ જ્યારે દિલ્હીમાં ૨૧ ઉપવાસ કર્યા તે દરમ્યાન પંડિતજી મહાત્માજીની મુલાકાતે પધાર્યા હતા; ત્યારે તેમણે મહાત્માજી આગળ ભાગવત વાંચ્યું હતું, તે સંબંધમાં મહાત્માજીએ લખ્યું છે કે, “ પણ

મારા એકત્રીસ દિવસના અપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજીને શુભ મુખેથી મૂળ સંસ્કૃતના કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમ થયું કે બચપણમાં તેમના જેવા ભગવદ્ ભકતને મોઢેથી સાંભળત તો તેના ઉપર પણ મારી ગાઢ પ્રીતિ બચપણમાં જાગત.”

માલવીયાજીની માન્યતા છે કે, સમસ્ત મોટાઇ અને ભલાઇનો પાયો ધર્મ છે અને માણસનું કોઇ પણ કામ ધર્મની શુદ્ધ સ્થાયી શ્રદ્ધા સિવાય સફળ થતું નથી, એવો તેમના જીવનનો એક અંતિમ અને નિર્ણાયક નિશ્ચય છે. તેઓ સ્માર્તધર્મના સમસ્ત સંસ્કાર વિધિ-વિધાનમાં પૂર્ણ શ્રદ્ધાળુ બ્રાહ્મણ છે.

પંડિતજીને નિશાળોમાં ધાર્મિક શિક્ષણ દાખલ કરાવવાનું મત છે. અને તેને માટે તેમણે સનાતન ધર્મ વાંચનમાળા પણ લખી છે. સને ૧૯૦૬ના જાન્યુઆરીમાં અલ્હાબાદમાં મળેલી સનાતન ધર્મ મહાસભાના તેઓ પ્રણેતા અને પ્રાણજીવન હતા, આ સભાને સફળ બનાવવાને તેમણે વખત, પૈસા અને મહેનતનો જે ભોગ આપ્યો છે તે સ્મરણીય છે.

ટુંકમાં કહીએ તો હિંદુ સંસ્કૃતિ માટે મનુષ્યથી જેટલા પ્રયત્ન થઇ શકે તેટલા પ્રયત્ન તેમણે તનતોડ કર્યા છે.



## પંડિતજી અને સ્વદેશી

દેશને સમૃદ્ધ બનાવવો અને તે સમૃદ્ધિને જીવતી રાખવી હોય તો સ્વદેશીની ભાવના એ એક અમૃતવેલ છે. જેમ માણસને અન્ન વિના ન ચાલી શકે તેમ દેશને જાહોજલાલી ભોગવવી હોય તો સ્વદેશી વાપર્યા વિના ન ચાલે. એટલા જ માટે દરેક દેશના દરેક નેતાઓએ આ વસ્તુ પર મુખ્ય વજન આપ્યું છે.

લગભગ પચાસ વરસથી પંડિત માલવીયાજી સ્વદેશી ચળવળના ઉત્સાહી સુભટ છે. સને ૧૮૮૧ જેટલા પુરાણા જમાનામાં પણ સ્વદેશી માલના પ્રચાર માટે અલ્હાબાદમાં પંડિતજીએ એક વેપારી મંડળ ઉભું કર્યું હતું. તેઓ ત્યારથી ભારપૂર્વક બોલે છે કે, જ્યાં જ્યાં જેવો દેશી માલ–સાદો કે સુંદર બનતો હોય ત્યાં ત્યાં વિલાયતી માલની જગ્યાએ દેશી માલને જ વાપરવો જોઇએ. તેમણે પ્રજા આગળ તક મળતાં જુદા જુદા દેશનાં દષ્ટાંતો આપીને આગ્રહપૂર્વક જણાવ્યું છે કે દેશના હુન્નર–ઉદ્યોગને જીવતા કરો. પરદેશી માલના બહિષ્કારવાદી થવામાં તેઓ ગૌરવ માને છે. દેશી માલની વધુ કિંમત બેસતી હોય તો વધુ કિંમત આપીને પણ દેશી માલ વાપરવામાં તેઓ ધર્મકૃત્ય માને છે, કારણ કે તે વડે કરીને પોતાના કોઇને કોઇ ગરીબ દેશબંધુને રોટલી કમાવાનું સાધનરૂપ થવાનું માને છે. સને ૧૯૦૫ અને ૧૯૦૭ માં કાશી અને અલ્હાબાદમાં હિંદી ઔદ્યોગિક સભા ઉભી કરવામાં તેમનો મુખ્ય હાથ હતો અને આ મંડળોમાં રચનાત્મક કાર્યમાં તેમણે ભાગ પણ લીધો છે. જાતજાતના હુન્નરો ઉભા કરવામાં ઔદ્યોગિક કેળવણી પણ મળવી જોઇએ. આ માન્યતાથી તેમણે બનારસ વિશ્વવિદ્યાલયની તેમની યોજનામાં હુન્નરકળાના ઉચ્ચ શિક્ષણને બહુ અગત્યનું સ્થાન આપ્યું છે. અને આથી આ યોજના બહુ પ્રીતિપાત્ર નીવડી છે. ૧૯૦૭ માં સર જહોન હ્યુએટની સરકારે નૈનીતાલમાં ભરેલી સભાના તેઓ સભ્ય હતા. સંયુક્ત પ્રાંતની ઔદ્યોગિક સભાના પ્રત્યક્ષ ફળરૂપ "પ્રયાગ સુગર કંપની લીમીટેડ" ઉભી કરવામાં તેમણે ભારે ભાગ લીધો હતો.



# માલવીયાજી અને મહાત્માજી

પંડિત માલવીયાજી સાથે મહાત્માજીને બહુ સારો સંબંધ છે એમ મહાત્માજીએ ઘણે પ્રસંગે આ વાત જણાવી છે. મહાત્માજી માલવીયાજીને હંમેશાં મોટાભાઇ તરીકે સંબોધીને બોલાવે છે. મહાત્માજીના દરેક રાજદ્વારી કાર્યમાં તેમણે સાથ આપ્યો છે. દક્ષિણ આફ્રિકાની લડત મહાત્માજીએ ઉપાડી હતી. તે લડતને રક્ષણ મેળવવા પંડિતજીએ સન ૧૯૧૬ માં આ પ્રશ્ન ધારાસભામાં ઉઠાવ્યો હતો. અને લૉર્ડ હાર્ડિંગે તેમનો ઠરાવ સ્વીકારી લઇને જાહેર કરેલું કે એ પ્રથા 'સમય આવતાં' નાબૂદ કરવાનું વચન શહેનશાહ પાસેથી મને મળ્યું છે. પરંતુ 'સમય આવતાં' શબ્દનો અર્થ વાઇસરોય સાહેબે તક આવતાં કરી બતાવ્યો કે, 'બીજી વ્યવસ્થા કરવામાં જેટલો સમય લાગે તેટલા સમયમાં' એ પ્રથા નાબૂદ થશે. એટલે સને ૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં ભારતભૂષણ માલવીયાજીએ ગિરમીટ તથા સદંતર નાબૂદ કરવાનો કાયદો રજુ કરવાની વડી ધારાસભામાં રજા માગી ત્યારે વૉઇસરૉયે તે નામંજુર કરી હતી.

આ પછી ચંપારણ્યની લડતમાં પણ માલવીયાજી સંપૂર્ણ સાથ આપવા તૈયાર થયા હતા.

૧૯૧૯ માં પંજાબમાં જલિયાનવાળા બાગમાં જે કતલ થયેલી. તેની તપાસ તાકીદે કરવા મહાત્માજીએ પંજાબ પહોંચવું એવો તાર પંડિતજીએ તેમને કરેલો. મહાત્માજી લાહોર પહોંચ્યા ત્યારે માલવીયાજી પણ તે વખતે ત્યાં હાજર હતા અને તેમણે ખૂબ પ્રયત્ન કરી મહાસભા તરફથી એક તપાસ કમિટી માલવીયાજીએ નક્કી કરી હતી.

મહાત્માજી માલવીયાજીના સંબંધમાં પોતાની આત્મકથામાં લખે છે કે, "અમૃતસરની મહાસભા વખતે મારો ઉતારો તેમણે પોતાનીજ કોટડીમાં રાખ્યો હતો તેમની સાદાઇની ઝાંખી મને કાશીમાં વિશ્વ-વિદ્યાલયના પાયાને વખતે થઇ હતી. પણ આ વખતે તો તેમણે

પોતાની કોટડીમાંજ મને સંઘર્યો. એટલે તેમની દિનચર્યા આખી હું જોઇ શકયો ને મને સાનંદાશ્ચર્ય થયું, તેમની કોટડી એટલે ગરીબની ધર્મશાળા, તેમાં કયાંયે માર્ગે રહેવા નહોતો દીધો. જ્યાં ત્યાં માણુસો પડયા જ હોય. ત્યાં નહોતી મોકળાશ, નહોતી એકાંત ગમે તે માણુસ ગમે તે વખતે આવે ને તેમનો ગમે તેટલો વખત લઇ જાય, આ ગ્રોલકના એક ખૂણામાં મારો દરબાર એટલે ખાટલો હતો."

માલવીયાજીની સ્થિતિ હંમેશાં મધ્યસ્થવૃત્તિ વાળી દેખાય છે. મહાસભામાં જ્યારે કંઇ ફાંટા પડવાના હોય તો તેઓ તેને સાંધવા માટે તનતોડ મહેનત લેતા. દેશનેતાઓ જે લડાઇ ઉપાડે તેમાં તેમની અને સરકારની વચ્ચે રહી પોતે સમાધાન કરીવવામાં હંમેશાં મહેનત લેતા લાગે છે. મહાત્માજી સાથે ઘણા વિચારોમાં તેમનો વિરોધ વારંવાર જણાઇ આવે છે. ધારાસભા ત્યાગ, સરકારી શાળાઓનો ત્યાગ આ બંનેમાં તેમનો વિરોધ અત્યાર સુધી જણાઇ આવે છે.

ખાદી વિષેના વિચારોમાં પંડિતજી મહાત્માજીના વિચારોમાં સંમત છે. એક વખતે પંડિતજી પોતાના વિદ્યાર્થી સમક્ષ બોલ્યા હતા કે, "ખાદીના કાર્યમાં હું સંપૂર્ણ રીતે ગાંધીજીની સાથે એકમત છું. મારાથી બને તો હું કાંતીને યજ્ઞનો જ પ્રસાદ ખાઉં. ગાંધીજી જેલ ગયા ત્યારથી ખાદી સિવાય કશું અંગે અડકાડયું નથી. કાંતવાની ધાર્મિક પ્રતિજ્ઞા કરીને જે પુરૂષે જેલમાં પણ તેનો ત્યાગ ન કર્યો, જે આટલા આટલા રાતદિવસના કામમાં તેનો ત્યાગ નથી કરતા, તેની વાણીથી તમારામાં કાંઇક તો શક્તિનો સંચાર થાઓ ! કાંતવાનો, ખાદી પહેરવાનો, ખાદી માટે યથાશકિત ધન દેવાનો, અને બ્રહ્મચર્ય પાલનનો એ ચતુર્વિધ ઉપદેશ સુવર્ણાક્ષરે લખી રાખવાની તેમણે વિનંતિ કરી હતી."

આ સિવાય બંને મહાપુરૂષોનાં ઘણાં મીઠાં જાણવા યોગ્ય સંસ્મરણો હશે અને તે વખત આવે આપણે જાણીશું.



# કાશી વિશ્વવિદ્યાલય

કેળવણીમાં હિંદ ખૂબ પછાત છે અને એથી પ્રજામાં કરવા જોઇતા સુધારા થઇ શકતા નથી, એટલા માટે જેમ બને તેમ કેળવણીનો પ્રચાર કરવા સારૂ પંડિતજીએ બીજા કોઇ દેશનેતા કરતાં સારામાં સારા પ્રયત્ન કર્યા છે.

લોકો કેળવણી લેતા થાય તે માટેનો પ્રયાસ કરવામાં પંડિતજીએ ક્યાશ રાખી નથી. બહારગામથી ભણવા આવતા વિદ્યાર્થીઓને અલ્હાબાદમાં રહેવાની અને ખાવાની ઘણી મુશ્કેલી નડતી. આ અગવડ દૂર કરવા માટે નામદાર એન્ટોની મેકડોનલના માનમાં પંડિત સુંદરલાલની સાથે રહીને માલવીયાજીએ એક હિલચાલ કરી અને તેમાંથી એક 'હિન્દુ બોર્ડીંગ હાઉસ' ફલિત થયું. પોતાના વધતા જતા ધંધાને ભોગે આ બોર્ડીંગ હાઉસ નભાવવા ખાતર એક મોટું ભંડોળ એકઠું કર્યું. અને આજે તે હાઉસના સર્વે શુભ હેતુઓ સારી રીતે પાર પડયા છે. આજે પણ તે સારી હાલતમાં નભે છે.

આ પછી તેમને એક વિશ્વવિદ્યાલયની ખૂબ જરૂર લાગી અને સ્વતંત્ર વિશ્વવિદ્યાલય ઉભી કરવા તેમણે પોતાની સમસ્ત લાગવગ, અજબ બુદ્ધિ અને સાહસ દેખાડી આપ્યાં છે. આ વિશ્વવિદ્યાલયની સ્થાપના માટે એક વિસ્તૃત યોજના તૈયાર કરી. આ યોજનામાં સાહિત્ય શિક્ષણ ઉપરાંત વિજ્ઞાન, કળા અને ઔદ્યોગિક શિક્ષણને સ્થાન આપવામાં આવ્યું હતું. આ હિંદુ વિદ્યાપીઠનો પાયો લૉર્ડ હાર્ડિંગને હાથે નંખાયો હતો. આ સંસ્થાને નભાવવા પાછળ માલવીયાજીએ પોતાની સકળ શક્તિ ખરચી નાંખી છે. આ સંસ્થામાં વિદ્વાન અધ્યાપકોને ભારે પગારથી રોકવામાં આવ્યા છે. આ સંસ્થા પાછળ વાર્ષિક મોટો ખરચો થાય છે અને તે ખરચો મેળવવા હિંદમાં એક માલવીયાજીજ સમર્થ ગણાય, તેમની પૈસા મેળ-

વવાની શક્તિ વિષે મહાત્માજીએ લખ્યું છે કે, "દેશમાં પ્રજાકાર્યને સારૂ ભિક્ષા માગવાની ભારે શક્તિ ધરાવનારાઓમાં પ્રથમ પદ માલવીયાજીનું હતું, ને છે...રાજામહારાજાઓની પાસેથી જાદુ કરી લાખો મેળવવાની શક્તિ મારી પાસે નહોતી, આજે નથી. એમાં માલવીયાજી સાથે હરિફાઇ કરનાર મેં કોઇને જોયો જ નથી."

આ પ્રમાણે માલવીયાજીએ આ સંસ્થાને નભાવવા ખાતર લાખો રૂપિયા મેળવ્યા છે અને આજે હિંદુસ્તાનમાં એ સંસ્થાને ઉચ્ચપદે મૂકી શકાય તેમ છે. પંડિતજીનું આ કાર્ય પણ તેમની યાદગીરી તરીકે હિંદુસ્તાનમાં લાંબા સમય સુધી શોભશે.

આજે અપાતી સરકારી કેળવણીની પદ્ધતિ સામે એકેએક દેશનેતાને ધૃણા છે. તે વિષે પંડિતજીએ હમણાં જ ધારાસભામાં બોલ્યા હતા કે, "કેળવણીની સઘળી રીત ખરાબ છે. અંગ્રેજી શાળાઓમાંથી ૧૦૦ અને હિંદી શાળામાંથી ૧૦૦ છોકરાઓ ચુંટી કાઢશો, તો તમને ચોક્કસ જણાશે કે, અંગ્રેજી કરતાં હિંદી વિદ્યાર્થીઓ ઉતરતા નથી. હું સરકારના સંબંધની સર્વ આશાઓ છોડીને બેઠો છું. પ્રજાકીય સભાસદો, કારોબારી સભાસદો તરીકે જ્યાં સુધી નિમાશે નહીં, ત્યાં સુધી સરકારના વલણમાં કશો જ ફેરફાર નથી થવાનો."

## ઉપસંહાર

પંડિત માલવીયાજી મુંબઇની જેલમાંથી છુટયા પછી ગુજરાતના પ્રવાસે નીકળ્યા હતા. ગુજરાતનાં નાનાં મોટાં બધાં શહેરોમાં ફરી લોકોમાં ચેતન રેડયું. દિલ્હીમાં વર્કીંગ કમીટીની બેઠક તા. ૨૭ મી ઑગસ્ટે મલવાની હતી એટલે પંડિતજી તે તારીખે દીલ્હી પધાર્યા. સંયુક્ત પ્રાંતના ગવર્નરે કોંગ્રેસની કમીટીઓને ગેરકાયદેસર ગણી હતી એટલે કોંગ્રેસ કમીટીના નવ સભ્યોને સરકારે પકડયા. દરેકને ૭ માસની સાદી જેલની શિક્ષા કરી.

દેશનેતાઓએ પ્રજા જોગ સંદેશો આપ્યો હતો કે:—

" આખરની લડત છે. પ્રજા નોકરશાહીની ચેલેન્જનો યોગ્ય જવાબ વાળે, યોગ્ય જવાબ એ છે કે દરેક શહેરી મહાસભાવાદી અને દરેક ઘર કોન્ગ્રેસ હાઉસ બને. "

આ પ્રમાણે પંડિતજી બીજી વખત દેશની ખાતર જેલમાં ગયા છે. પંડિતજીની સેવાઓ અનેકવિધ છે. નાની નાની સેવાઓના પ્રસંગ ખૂબ છે. અલ્હાબાદમાં જ્યારે પહેલવહેલો પ્લેગ ચાલ્યો ત્યારે તેમણે પોતાના જાનની દરકાર કર્યાં સિવાય લોકસેવા કરી હતી. તે વખતે ઘરેઘર ફરી લોકોને સ્વચ્છતા જાળવવા ઉપદેશ આપ્યો. એક આરોગ્યાશ્રમ સ્થાપી ૧૯૦૦ કુટુંબોનું પ્લેગથી પરિપૂર્ણ રક્ષણ કર્યું.

અસહકાર પછી જ્યારે જ્યારે દેશમાં દમનનીતિનું જોર વધતું, જ્યાં જ્યાં ખુનામરકી થતી ત્યાં ત્યાં તેઓ જાતે હાજર થઇ વ્યવસ્થા જાળવવા ખૂબ મહેનત લીધી છે. ગુરૂ–કા–બાગ વખતે, જલિયાનવાળા બાગ વખતે તેમણે લીધેલી મહેનત જગજાહેર છે.

પેશાવરના આ છેલ્લા રમખાણ વખતે પણ પંડિતજીએ ત્યાં જવાની સરકાર પાસે રજા માગી હતી, પણ સરકારે તેમને રજા આપી નહીં. તેમણે આવા ખુનામરકીના વખતે જરાયે દૌર્બલ્ય દાખવ્યું નથી. તેમના રોમેરોમમાં દેશસેવા ભરેલી છે.

હિંદને સુખી કરવા વાસ્તે એક મુત્સદ્દી આગેવાન સુભટના સ્વરૂપે શ્રદ્ધાપૂર્વક અવિરત કામ તેઓ કર્યા કરે છે, આપણી માતૃભૂમિની સેવા વાસ્તે આખો દેશ પંડિતજીનો ઋણિ છે. તેઓ જે શુદ્ધ મનોભાવથી દેશહિતને માટે અખંડ ઉત્સાહ પૂર્વક પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે સઘળાં લોકકલ્યાણનાં કાર્યોની પ્રગતિ કરવાને અને હિંદના સ્વરાજ્યનાં દ્વાર ખુલ્લાં કરવા માટે પંડિતજી આયુષ્માન થાઓ એવી અંતઃપૂર્વક હિંદજનતાની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.



# ટેરીફ બીલ અને પંડિતજી

[ ગયા માર્ચ માસમાં વડી ધારાસભામાં ટેરીફ બીલ સરકારે રજુ કર્યું. પંડિતજીએ તે પર સુધારો મૂક્યો. પંડિતજીનું વડી ધારાસભામાં આ છેલ્લું જ ભાષણ ગણાય. આ વખતે ટેરીફ બીલ પર તેઓએ પોણા ત્રણ કલાક સુધી યાદગાર ભાષણ કર્યું હતું અને સરકારનો ઈંગ્લેંડના વેપાર તરફના પક્ષપાતને ઉઘાડો પાડયો હતો. આ ભાષણ નીચે આપીએ છીએ. તેના વાંચનથી વેપારીઓને અને સામાન્ય પ્રજાને સરકારનો વેપારીભાવ સમજાશે. ]

માલવીયાજીએ સુધારો રજુ કર્યો હતો કે આયાત થતા કાપડ પર દેશ દેશ વચ્ચે પક્ષપાત રાખ્યા સિવાય દરેકના કાપડ પર ૧૫ ટકા જકાત નાખવી. આ સુધારાના ટેકામાં તેઓએ જણાવ્યું કેઃ—તેઓના ઉપલા સુધારાથી મીલોને આપવામાં આવનારા રક્ષણની બાબતોનો સવાલ ઉભો થતો હતો. તેઓએ જણાવ્યું હતું કે સરકારી સભાસદો કરતાં થાપણદારો અને કામદારો તરફ સભાસદોની વધુ દીલસોજી હતી પણ રક્ષણ કેવું હોવું જોઇએ, તે મુખ્ય સવાલ હતો.

હિંદી સરકારે શરૂઆતમાં પોતાની માગણીઓ વડી સરકાર ઉપર મોકલી આપી હતી અને વડી સરકારે તે ઉપરનો અભિપ્રાય જાહેર કર્યો હતો. આ પછી હિંદી સરકારે વડી સરકારને ફરીથી અરજ કરી હતી જેમાં જકાત વધારવાનાં કારણો રજુ કર્યા હતાં, અને સરકારે પાછળથી પોતાની માન્યતાઓ ફેરવીને લેંકેશાયરને લાભ થાય એવી રીતનો સુધારો કાં કર્યો તેની સમજ પડી શકતી નથી. ફેરફાર કરવાના કારણોનો સરકારે ખુલાસો કર્યો ન હતો.

ખજાનચી—મારા ભાષણમાં મેં તે સમજાવ્યું છે.

માલવીયાજી—મેં પુખ્ત ધ્યાનથી ભાષણ સાંભળ્યું હતું અને ખુલાસા જેવું બીલકુલ કશું હતું નહીં. માલ પર ૧૫ ટકા અને ત્રે

ગુડસ પરની ૩ા આનાની જકાતનો પોતાનો ઈરાદો સરકારે ક્યાં ફેરવ્યો તે માલુમ પડતું નથી.

ખજાનચી—મીલ માલીકોએ ૨૦ ટકા અને ૩ા આનાની માગણી કરી હતી, ઉદ્યોગના રક્ષણ માટે કેટલી હદે જરૂર હતી તે ઉપર પુખ્ત વિચારીને સરકાર બીલ મુજબની માગણીઓના ઠરાવ ઉપર આવી હતી.

માલવીયાજી—આ તો ચોક્કસ છે કે સરકારે સઘળી દલીલો ઉપર ધ્યાન આપ્યું હતું અને ત્યાર બાદ તે ૧૫ ટકા અને ૩ા આનાની જકાતના ઠરાવ ઉપર આવી હતી. વડી સરકાર તરફનો તાર મળ્યા પછી બ્રિટન સિવાયના પરદેશોના માલ ઉપર ૨૦ ટકાની જકાત નાખવાના ચોક્કસ ઠરાવ ઉપર તે આવી હતી.

ખજાનચી—વડી સરકારના તારના સંદેશાને પરિણામે હિંદી સરકારે ફરીથી વિચાર ચલાવ્યો હતો અને હાલની માગણીઓ ઉદ્યોગ તેમજ માલ વાપરનારાઓના ભલાની હતી.

માલવીયાજી—શું ખજાનચી એવું ગંભરાઈથી કહેવા માગે છે કે વડી સરકાર ઉપર અસલ માગણીઓ મોકલવામાં આવી ત્યારે હિંદી સરકારની એવી પણ ધારણા હતી કે જો ફેરફારની માગણીઓ નહીં થાય તો પણ ફેરફાર કરવો.

## ઓાચર્યું રજુ કરો

પ્રમુખે અત્રે જણાવ્યું હતું કે એક ચોક્કસ સવાલ ઉપર મત-ફેરી ઉભી થતાં સૌથી ઉત્તમ માર્ગ એ હતો કે તકરારી ઓાચર્યું રજુ કરવું કે જેથી શંકાઓ દૂર થાય.

માલવીયાજી—સાહેબ હું તમારો આભાર માનું છું. હું આશા રાખું છું કે સરકાર ઓાચર્યું રજુ કરશે.

સર રેની—ટેબલ ઉપર રજુ કરવામાં આવેલા પત્રવ્યવહાર કરતાં વધુ ઓાચર્યો હું રજુ કરી શકતો નથી.

માલવીયાજી—કરોડો પ્રજાના લાભો માટે માગવામાં આવેલાં ઓર્ચર્યાઓ રજુ કરવાનું હિંદના નોકરો ના પાડે તે કરતાં વધુ નામોશીભર્યું શું હોય તે હું સમજી શકતો નથી. શું હજી ખજાનચી એવું કહેવા માગે છે કે વડી સરકાર તરફનો તારનો સંદેશો મળતાં સાથ હિંદી સરકારને તુરતાતુરત માલમ પડયું હતું કે હિંદના લાભો માટે હાલની માગણીઓની જરૂર હતી? માલવીયાજીએ આ સવાલના જવાબ માટે દબાણ કર્યું હતું.

ખજાનચી—( પ્રમુખને ) સાહેબ તમો કહેતા હતા કે સામસામી એવી રકજક ચાલવી જોઇએ નહીં.

પ્રમુખ—હું હજી પણ કહું છું કે સૌથી ઉત્તમ માર્ગ ઓર્ચર્યું રજુ કરવાનો હતો.

માલવીયાજી—ઓર્ચર્યું રજુ કરવાની નિષ્ફળતા, જે પક્ષ તે રજુ કરવાની ના પાડે તેની વિરૂદ્ધ જવાની તરીકે લેખાવી જોઇએ.

સર રેની—હું જવાબ આપવાનું મુલતવી રાખું છું.

ગઇ કાલનું પોતાનું ભાષણ આગળ ચલાવતાં પંડિત મદનમોહન માલવીયાએ પોતાનું અમેંડમેંટ બ્હાલ રાખવામાં સભાને આગ્રહ કર્યો હતો. તેમણે જણાવ્યું કે જો કે સરકારે ટેરીફ બીલ સંબંધી હિંદી સરકાર અને હિંદી વજીર વચ્ચે પસાર થયેલો પત્રવહેવાર રજુ કરવા ના પાડી છે, તો પણ સર જ્યોર્જ સુસ્તરના જવાબ પરથી માલમ પડે છે કે હિંદી સરકારે હિંદી વજીરને લખી જણાવ્યું હતું કે સઘળા માટે ૨૦ ટકાની જકાતની મીલ માલેકોની માગણી વ્યાજબી છે. પણ કદાચ તેઓને ભય લાગ્યો હોય કે આગળ જેમ લેંકેશાયરે બ્રિટીશ સરકારની હસ્તી ભયમાં લાવી મૂકી હતી તેમ આ વખતે પણ લેંકેશાયર કરે.

સર હ્યુ કોક—હું પંડિત માલવીયાને સવાલ પૂછું છું કે લેંકેશાયરનો કેસ બાજુએ મુકતાં, શું તેમને ખરેખર એમ લાગે છે ૨૦ ટકા જકાત શું કાપડનો ઉપયોગ કરનાર હીંદીવાનને લાભકારક છે?

પંડિત માલવીયા–હા, હું કાપડનો ઉપયોગ કરનાર સંબંધી મારા ભાષણમાં ઇસારો કરીશ, ત્યારે હું તમોને પૂરવાર કરી આપીશ. હું ધારૂં છું કે સર જ્યોર્જ રેનીએ જો આપણને જણાવ્યું હતું કે ઈંગ્લંડનું હિત હિંદી સરકાર હૈડે છે અને તેટલા માટે બ્રિટીશ માલને શાહી પસંદગી આપવામાં આવે છે. તો તે તદ્દન શોભાભર્યું લેખીને હિંદના લોકોનું દુઃખસુખ તે મારી જીંદગીનું દુઃખસુખ છે, પણ સરકારની લખલૂંટવાળી દુષ્ટ રૂઢીએ કરોનો બોજો વધાર્યો છે અને હિંદીવાનોના દુઃખમાં વધારો કર્યો છે. જો દેશી ઉદ્યોગના લાભને ખાતર વધુ જકાત આપવી પડતી હોય તો તે આપવી જોઇએ. જ્યારે તમોએ ચાંદી ઉપર અને ખાંડ ઉપર જકાત વધારી છે ત્યારે ગરીબોના લાભ ધ્યાનમાં લેવામાં આવ્યા છે એમ તમે શી રીતે કહી શકો ?

મી. મોદી અને બીજાઓના ભાષણો સંબંધી ઇસારો કરતાં પંડિત માલવીયાએ જણાવ્યું કે જ્યારે ગઇ કાલે સર જ્યોર્જ રેનીએ પોતે કબુલ કર્યું હતું કે શાહી પસંદગીનો સવાલ સામેજ થયો છે છતાં મી. મોદી તથા બીજા ભણેલાગણેલા મેમ્બરો સરકારનો બચાવ કરતા હોય તેમ જણાવે છે કે આ બીલમાં શાહી પ્રેફરંસનો સવાલ સામેલ કરવામાં આવ્યો નથી, એ જાણી મને ઘણું દુઃખ પેદા થાય છે.

આગલ ચાલતાં પંડિત માલવીયાએ જણાવ્યું કે મી૦ ચેટીના વલણુથી મને નિરાશા ઉપજી છે. પંડિત માલવીયાએ કહ્યું "પોલીટીક્સને ગરદન મારો, મારે તો લોકને કાંઇ આર્થિક લાભ થતો હોય તે જોઇએ. આ યોજનામાં લોકોને લાભ છે જ ક્યાં ? લોકોના માલ ઉપર હાથ મૂકવાનો તમોને હક્ક છેજ નહીં ! '

મી૦ બીરલાએ ખુલ્લે ખુલ્લું જણાવ્યું છે કે હિંદને ભોગે દર વરસે લેંકેશાયરને સવાબે કરોડની ભેટ આપવામાં આવે છે. મી. બીરલાના આ સ્ટેટમેંટનો શા માટે તે વેળાએ સર જ્યોર્જ રેનીએ

ઇન્કાર નહીં કર્યો ? મને દુઃખ થાય છે કે સરકારી અમલદારો જે તાજને વફાદાર છે તેઓ હિંદના લાભનો સવેળા વિચાર નથી કરતા. રજુ થયેલા આંકડાઓ પરથી માલમ પડે છે કે હરિફાઈ જાપાન અને લેંકેશાયર વચ્ચે છે. પોતાની ચઢતા પ્રકારની કામ કરવાની રૂઢીના પ્રતાપે જાપાને વેપારી ક્ષેત્ર જીતી લીધું છે. ઇંગ્લંડ પોતે પણ જાપાન સામે દેશભેદની રૂઢી અખત્યાર કરવાની હીંમત કરે નહીં. ત્યારે આપણી નિરાધાર સ્થિતિનો સરકાર શા માટે લાભ લે છે ? અને આપણા ઉપર એક વધુ ભાર મૂકે છે.

## ૨૦ ટકા જકાત નાખવાની પંડિત માલવીયાજીની સુચના

હિંદી સરકાર આ સુચનાઓ માટે જવાબદાર છે એમ કહેવું એ સહન થઇ શકે તેમ નથી. હું આશા રાખું છું કે હિંદી સરકાર આ બાબત પર પાછો વિચાર કરશે અને સઘળી મીલ ઉપર ૨૦ ટકાની જકાત નાખશે, પણ જો તે તેમ નહીં કરી શકતી હોય તો પછી મારા એમેંડમેંટમાં જણાવવામાં આવ્યું છે તેમ એક સરખા ભાવો સરકારે દાખલ કરવા જોઇએ. કોઇ પણ દેશ સામે તફાવત રાખવો નહીં. અફસોસની વાત છે કે સીલેક્ટ કમીટીની મારફતે આ યોજનાની તપાસ કરાવવા માટે આપણી પાસે વખત નથી.

પ્રેસીડંટ—હજી પણ કાંઇ મોડું થયું નથી.

પંડિત માલવીયા—આપણે કેવળ નિરાશામાં છીએ. આપણી સંખ્યા ઓછી છે. આપણી શકિત કમી થઇ ગઇ છે અને વળી આવી સ્થિતિમાંથી જેમ બને તેમ જલ્દી સટકી જવાની ચોમેર ખાહેશ છે, આપણામાંના કેટલાકોનાં જીગર પર લોકોની વિપત્તિ અસર કરતી નથી અને આપણને લાગે છે કે સરકાર આપણી કોઇ પણ સુચના ઉપર ધ્યાન આપવા માગતી નથી.

પંડિત માલવીયાએ ખેદ દર્શાવ્યો હતો કે છેલ્લાં કેટલાંક વરસ થયાં સરકાર ઉતરતી પંક્તિ પર આવી ગઇ છે. પૂરેપૂરી વિગતવાળા

ડીસપેચો જવલેજ મોકલવામાં આવે છે. હું જાણતો નથી કે આ સવાલ સંબંધી ઠરાવ હિંદી સરકારે કર્યો છે કે? જો તેમ હોય તો સરકારી મેમ્બરો પોતે અંગત શું વિચાર ધરાવે છે તે હું જાણવા માગું છું. મારા અને મી. ચેટીનાં એમેંડમેંટ વચ્ચે એટલોજ તફાવત છે કે મી. ચેટી બ્રિટીશ માલ અને બીન બ્રિટીશ માલ વચ્ચે તફાવત રાખવા માગે છે. ઝીણી કુમાશનાં ધોતીઆં બનાવી, લેંકેશાયર હીંદનાં જાડાં કુમાશનાં ધોતીઆં સાથે હરિફાઇ કરે છે.

આગળ ચાલતાં પંડિત માલવીઆએ જણાવ્યું કે સરકાર આ બીલ જબરદસ્તીથી પસાર કરાવે છે. રોલેટ બીલની ચર્ચા વેળાએ સરકારે આવી અસાધારણ વર્તણુંક ચલાવી હતી નહીં. આ વેળા સરકાર કોઇ પણ સુચના સ્વીકારવા ના પાડે છે. મને ખીજવાટ ઉપજે છે કે મારા મુંબઇના મિત્રો અને મી. ઝીણા પણ આ વેળાએ તેમજ પોલાદની ઉદ્યોગની ચર્ચા વેળાએ સરકારી દબાણને આધીન થયા હતા. તેમણે વધુ જણાવ્યું કે "મારા મુંબઇના મિત્રો કાયદાપૂર્વક જુલ્માટના દબાણને શરણ થયા છે." (શરમ! શરમના પોકારો.)

મને મુંબઇ તરફથી તેમજ બીજે ઠેકાણેથી અપીલો થાય છે અને તેમાં તેઓએ બનારસ હિંદુ યુનીવર્સિટી અને તિલક સ્વરાજ ફંડને કરેલી નાદર મદદની મને યાદ આપી છે. હું તેઓનો આભારી છું, પણ મારી અને મારા દેશના લાભની વચ્ચે હિંદુ યુનીવર્સિટી અથવા બીજા કોઇ પણ લાભને આડે આવવા દેનાર નથી. જો જરૂર જણાય તો ૧૦૦ હિંદુ યુનીવર્સિટીઓનું બલિદાન આપવા હું તૈયાર છું અને હું આશા રાખું છું કે પરવરદેગાર મને શકિત બક્ષશે. (સાંભલો! સાંભલો!)

આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે હું આશા રાખું છું કે મારા મુંબઇના મિત્રો પોતાના કાર્યનું બરાબર તોલ કરશે. આ બીલથી

તેઓને તાત્કાલિક રાહત મળશે, પણ લેંકેશાયરને ટેકો [ બાઉનટી ] આપવાનું જે દૂષજનક વિષ તેમાં સમાયેલું છે તે એકંદરે મુંબઇના ઉદ્યોગને અને હિંદના ઉદ્યોગને આફતકારક નિવડશે. હું મુંબઇનો ઉદ્યોગ કાયમ રહેલો જોવા માગું છું, પણ હું તમોને ચેતાવું છું કે લાંબા વખત સુધી તે લેંકેશાયરની હરિફાઈમાં ટકી શકશે નહીં. હું મુંબઇના ઉદ્યોગને જીવતો જોવા માગું છું, પણ જો તેનું બલિદાન દેશના લાભને ખાતર આપવું પડે તો તે આપવાને હું જરા પણ આનાકાની કરીશ નહીં [ હર્ષનાદ] જ્યારે હિંદ દરિદ્રતામાં સબડે ત્યારે શું મુંબઇ જીવી શકશે ? [ શરમ ! શરમ ! ના પોકારો ). કાપડનો ઉદ્યોગ, જેને દરેક દેશ રક્ષણની જકાત આપે છે તે ઉદ્યોગને ખાતર કાપડનો ઉપયોગ કરનારાઓને વધુ કર સહી લેવા માટે અરજ કરવામાં હું જરા પણ આનાકાની કરીશ નહીં, પણ હું તેઓને પૂછું છું કે એક ટીપું ઝેર સાથે ભેળાયેલો દૂધનો પ્યાલો પીવા તેઓ રાજી છે ? હું ચોખા દૂધની માગણી કરૂં છું અને તે મેળવવાનો મારો જન્મસિદ્ધ હક્ક છે. ( ખુશાલીના પોકારો. )

## સરકારને ચેતવણી.

હું સરકારને ચેતાવું છું કે દેશના લોકો માટે આ વસ્તુ છે અને જો લોકોનો ખીજવાટ ઉકળશે તો બીલ ઝાઝું કારગત લાગશે નહિ.

ત્યાર બાદ પંડિત માલવીયાએ સર જ્યોર્જ રેનીએ ફીસકલ ઓટોનોમી (જકાતનું છુટાપણું) સંબંધી કરેલા ખુલાસા ઉપર વિવેચન કર્યું હતું અને ભાર મૂકીને જણાવ્યું હતું કે સેલ બોરન રિપોર્ટ મુજબ પહેલાં તો હિંદી સરકાર અને લેજીસ્લેચર વચ્ચે સમજુતી હોવી જોઇએ. બીજું જકાત નાખવાની બાબતમાં હિંદને બીજાં સંસ્થાનો જેટલુંજ છુટાપણું મળવું જોઇએ. વળી ફ્રુ કમીટીએ ઠરાવ્યું હતું કે હિંદી સરકાર અને બીન સરકારી મેમ્બરોની બહુમતિના ભેગા ઠરાવને બીજા તેવાજ ધારાસભામાં પસાર થયેલા ઠરાવ જેટલું

જ માન આપવું જોઇએ. મજકુર કમીટીએ વળી વધુમાં જણાવ્યું હતું કે એસેમ્બલીમાં જ્યારે ઓરીશીઅલોની ધરખમ સંખ્યા છે અને કાઉન્સિલ ઓફ સ્ટેટમાં સરકારી બહુમતિ છે, તેથી એમ નથી ઠરતું કે એસેમ્બલી અથવા કાઉન્સિલ ઓફ સ્ટેટમાં પસાર થયેલાં બીલ બીનસરકારી મેમ્બરોની બહુમતિનો ટેકો મળેલો અચીતજ હોવો જોઇએ, અને તે કારણસર એસેમ્બલીમાં પસાર થયેલા ઠરાવોને કાયદાપૂર્વક સત્તા આપવાના હેતુથી કુ કમીટીએ ભલામણ કરી હતી કે જ્યાં બીન સરકારી મેમ્બરોની બહુમતિ અને હિંદી સરકાર એકમત ધરાવતી હોય ત્યાં હિંદી વજીર ઠરાવ રદ કરી શકે નહીં. ફક્ત હિંદની સલામતી અને બીજા તેવાજ મહત્ત્વના સવાલ સંબંધીજ હિંદી વજીર ના પાડી શકે. કુ કમીટીએ આવો સરળ અને સત્તાવાર નિયમ જાહેર કર્યો હતો તે છતાં શું તમો કહી શકશો કે જો એમેન્ડમેંટ બહુમતિથી પસાર થાય તો તેનો સ્વીકાર સરકાર કરશે નહીં ?



## માલવીયાજી અને ખાદી

[ ૧૯૨૭ ના માર્ચ માસમાં હરદ્વારના ગુરૂકુલના રજતમહોત્સવને અંગે માલવીયાજી આવ્યા હતા પણ તેઓ તો જાણે ખાદી સેવા કરવા આવ્યા હોય નહિ એમ લાગતું હતું. વિદ્યાર્થીઓને આશીર્વાદ આપતાં પણ તેમણે ખાદીનીજ વાત કરી અને ત્યાં ભેગી થએલી મેદની પાસેથી ખાદી પહેરવાના વ્રતની ભિક્ષા માગી. ]

આ પૂર્ણ તીર્થમાં આવીને સૌ કોઇ કોઇક ને કોઈક વ્રત લઇનેજ જાય છે. ગાંધીજી પોતે ૧૨ વર્ષ ઉપર હરદ્વાર આવેલા ત્યારે ગા સેવાની ખાતર ગાયનું દૂધ ન ખાવાની પ્રતિજ્ઞા કરી ગએલા ( આમાં પંડિત માલવીયાજીનો સ્મૃતિદોષ થયો લાગે છે, હરદ્વારમાં ગાંધીજીએ ગાયનું દૂધ છોડવાની પ્રતિજ્ઞા નહોતી લીધી પણ દરરોજ

માત્ર પાંચજ પદાર્થ ખાવાની પ્રતિજ્ઞા લીધી હતી ) તમે દેશભક્તિનું વ્રત લઇ ચૂકયા છો. હવે આજે પ્રાતઃકાળે ગંગા તટ ઉપર તમારી પાસે બીજું વ્રત માગું છું તે એ કે કોઇ કાળે વિદેશી વસ્ત્ર ન પહેરીએ અને ખાદીજ પહેરીએ. ગાંધીજીની તો અક્કલ ગઇ છે એમ ઘણા કહે છે; હું કહું છું કે એમણે દેશને સુતર કાંતવાનું કહ્યું છે એ એમના અનુભવ અને જ્ઞાનનું પરિણામ છે; કારણ સુતરના ધાગામાં બંધાઇને હિંદુસ્તાનની સ્વતંત્રતા ગઇ અને આ ધાગા દ્વારા જ એ પાછી આવશે.

## શુદ્ધ કોડી

સુતરમાંથી જે ઊપજ થાય તે "શુદ્ધ કોડી"નું અર્જન છે. એમ જણાવતાં તેમણે એક સરસ વાત કરીઃ એક તપસ્વી બ્રાહ્મણ હતો. તેને એક કન્યા પરણાવવાની હતી. સ્ત્રી રોજ બૂમો પાડે, વિદ્યા-વેચીને કંઇક ધન લઇ આવો એમ કહે. આખરે તે રાજા પાસે ગયો અને પોતાની હકીકત નિવેદન કરીને તેણે રાજા પાસે ભિક્ષા માગી. રાજાએ એકસો સોનામહોર આપવાનો હુકમ કર્યો. બ્રાહ્મણ કહે ન જોઇએ. "નાગ રાજાએ માન્યું કે બ્રાહ્મણને વધારે જોઈતું હશે એટલે પાંચસો મહોરનો હુકમ કર્યો. તોયે બ્રાહ્મણ કહે 'ન જોઇએ' હજાર મહોરનો હુકમ થયો તોયે બ્રાહ્મણ કહે–'આમાં મારૂં કશું ન રંધાય' રાજાએ પૂછ્યું, ત્યારે તને કેટલું જોઇએ એ કહેની ! બ્રાહ્મણે કહ્યું 'મારે તો હરામનું કશું નથી જોઇતું. મારે તો હક્કની એક કોડી જોઇએ છે. શુદ્ધ કોડી મને લાખ બરાબર છે. પાપના લાખ નકામા છે. રાજા સમજ્યો. રાજાએ બ્રાહ્મણને આઠ દિવસ રાહ જોવા કહ્યું. પોતે એક દિવસ નગરચર્ચા જોવા નીકળ્યો. મોડી રાત્રે પણ એક લુહાર ઘણ ચલાવી રહ્યો હતો, તેની પાસે જઇને રાજાએ કહ્યું 'ભાઇ, તું થાકયો હશે, લાવ હું ઘણ ચલાવું, મને કાંઇક મજૂરી આપજે.' પેલાએ એક આનો આપવાનું કબૂલ કરી કામ સોંપ્યું. રાજા કામે લાગ્યો. આખી

રાત મજૂરી કરી. લુહાર ખુશખુશ થઈ ગયો, તે કહે 'મજૂર, તેં કામ તો સરસ કર્યું. ચાર આના લે' રાજા કહેઃ 'ના ભાઇ, મેં તો એક આના માટે આ મજૂરી કરી હતી. મારે કોડી પણ વધારે ન જોઇએ. રકઝક ચાલી. લુહાર કહેઃ 'તેં તારી સજ્જનતા વાપરી, મને તો કંઈક સજ્જનતા બતાવવા દે.' આખરે રાજા કહેઃ ' વારૂ એક કોડી આપ' રાજા એક આનો અને એક કોડી લઇ મહેલે ગયો, અને પેલા બ્રાહ્મણને એ કોડી અને આનાનું દાન કર્યું. બ્રાહ્મણ આભાર માનતો ઘેર ગયો. પણ બ્રાહ્મણીએ તો તેને ઉધડો લીધો, અને તેની મૂર્ખાઇ ઉપર દયા આણી કોડી અને ચાર પૈસા ફેંકી દીધા. કથા એવી છે કે પેલા ચાર પૈસામાંથી ચાર ચાંદીનાં ઝાડ ઉગ્યાં અને કોડીમાંથી સોનાનું ઝાડ ઉગ્યું. તમે તમારી શુદ્ધ કોડીનું દાન કરો. સુતર કાંતીને જેવી સુંદર કોડી ઉત્પન્ન થાય છે તેવી બીજી રીતે નથી થતી. તમે બધી બ્હેનો કાંતવાનું વ્રત લઇને જાઓ, અને ભાઇઓ અને બ્હેનો, ખાદીનું, ખાદી ન મળી શકે તો સ્વદેશીનું વ્રત લઇને જાઓ.

## ખાદી પ્રદર્શનમાં

આ ભાષણ પછી ગાંધીજી માલવીયાજીને ખાદી પ્રદર્શન ખોલવાનો આગ્રહ કરે એમાં શી નવાઇ? તેમણે તે વિનંતિનો તુરત સ્વીકાર કર્યો. ગાંધીજીએ માલવીયાજીની સાથે એકજ પ્લેટફોર્મ ઉપર એક જ વિષય વિષે ભેગા મળવાનો અપૂર્વ આનંદ વ્યક્ત કર્યો 'જ્યારે માલવીયાજીએ મારૂં કામ હાથમાં લઇ લીધું છે ત્યારે હવે મારે આપના હૃદયને હલાવવાપણું રહ્યું નથી. માલવીયાજી મારા શિર ઉપરથી આ બોજો ઉઠાવી લે, અને આજે તેઓ જે કામનો આરંભ કરી રહ્યા છે તેનો કદિ અંત જ ન આવે એવી મારી પ્રાર્થના છે.'

માલવીયાજીએ પુણ્યતીર્થમાં પુણ્ય કાર્ય કરવા માટે ભેગા થવા માટે આનંદ દર્શાવ્યો. આપણા કાપડનો કેવા સંજોગોમાં નાશ થયો, આજે પરદેશી કાપડથી કેટલું નુકસાન છે તે વર્ણવી તેમણે

કહ્યું: 'પચાસ પચાસ વર્ષથી આપણે સ્વદેશી કાપડ અને દેશી ઉદ્યોગોની વાતો કરતા આવ્યા છીએ, પણ કશું કામ નથી કરી શક્યા. સ્વદેશીનું રહસ્ય સમજવાની ખરી બુદ્ધિ ઇશ્વરે મારા ભાઇ મહાત્મા ગાંધીને આપી, અને તેમણે દેશની આગળ પહેલી વાર એ વાત મૂકી કે હાથે કાંતેલ અને હાથે વણેલ કપડું એ જ શુદ્ધ સ્વદેશી છે' આગળ ચાલતાં લાગણીથી તેમણે પૂછ્યું: 'આપણે ત્યાં ૧૫ કરોડ સ્ત્રીઓ છે. હું પૂછું છું કે તેઓમાંની કેટલી મજૂરી કરવા જાય છે? ૯૦ ટકા જેટલી તો ઘેર બેશી રહેનારીઓ છે એ ખબર હું તમને આપું છું. ઇશ્વર એમના હૃદયમાં પોતાનો નવરાશનો સમય કાંતવામાં આપવાની બુદ્ધિ જાગૃત કરે તો કેટલાનાં ઘરમાં સંપત્તિ પ્રવેશ કરે? આપણે જો સાત્ત્વિક સ્વરાજ ચાહતા હોઇએ તો ખાદી વિના એવું સ્વરાજ ન મળે. ઈંગ્લાંડની મડમોએ લડાઇમાં કેટલું કામ કર્યું છે તે તમને ખબર છે? કોઇનો નવરાશનો સમય શીવણ કે ભરતકામ વિના જતો નહોતો. દેશની આજની પરાધીન દશામાં તમે શું કામ કરશો? તમે આજે આ પવિત્ર તીર્થમાં સંકલ્પ કરીનેજ જાઓ કે નવરાશને સમયે કાંતીશું અને ખાદી પહેરીશું. ગંગાતટ ઉપર મારા તપસ્વી ભાઇ ગાંધી તમારો પાસે નાનકડી ભિક્ષા માગવા આવ્યા છે, તમારી આગળ પોતાનો અનન્ય વિશ્વાસ જાહેર કરવા આવ્યા છે, અને તમને જણાવવા આવ્યા છે કે ખાદીના કાર્યે ત્રણ વર્ષમાં કેટલી પ્રગતિ કરી છે. રેંટિયો એ લક્ષ્મીજીનું ચક્ર છે, અને જે જે ગૃહમાં એ ચક્ર ચાલશે તે તે ગૃહમાં લક્ષ્મીજીના ચરણની ધૂળ ઉડશે એ ખચીત માનજો. મારા ભાઇની ઇચ્છાનુસાર અને પરમાત્માની પૂજાને માટે આ પ્રદર્શન ખુલ્લું મૂકું છું. ઇશ્વરને મારી પ્રાર્થના છે કે પ્રાચીન કાળમાં આપણા કાપડના વ્યાપારને જે સ્થાન હતું તે પાછું મળે, અને તે વ્યાપાર દ્વારા દેશનું દારિદ્ર દૂર થાય.'

ભાષણને અંતે સાધુઓને ખાસ આગ્રહપૂર્વક માલવીયાજીએ કહ્યું કે 'આ કુંભના પુણ્ય અવસર ઉપર તમે સૌ ખાદિધારણનું વ્રત લો, અને ખાદી પ્રચારની પ્રતિજ્ઞા કરો.'

# ચોવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ તરીકેનું ભાષણ

[ ઈ. સ. ૧૯૦૯ માં લાહોરના બ્રૅડલો હૉલમાં ચોવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ મળી હતી. મીંટો-મોર્લી સુધારાઓનો અમલ કરવાને માટે કરવામાં આવેલા નિયમોથી તે સુધારાઓ છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યા હતા. તેથી દેશમાં ઝાઝી નિરાશા વ્યાપી ગઇ હતી, પંજાબ અશાંત અને શોકાકુળ હતું, દેશમાં મંદતા ખૂબ આવી હતી, એવા સમયમાં મહાસભાની બેઠક મળી હતી. ]

**ભાઇઓ અને બ્હેનો:**

સર ફીરોજશાહ મ્હેતાને પ્રમુખ તરીકે નિયમસર ચુંટી કાઢવામાં આવ્યા હતા, પરંતુ કોંગ્રેસને આડા છ દિવસ રહ્યા ત્યારે તેમણે અચાનક રાજીનામું આપ્યું, અને તેથી ઘણી નિરાશા ઉપજી. મને તૈયાર થવાનો સમય મળ્યો નથી, તો પણ હું મારાથી બનતા પ્રયત્નો કરીશ. બાબુ લાલમોહન ઘોષ, બાબુ રમેશચંદ્ર દત્ત અને હિન્દના પેલા સાચા મિત્ર માર્કવીસ ઓફ રીપનનાં મૃત્યુ માટે આપણે શોક દર્શાવવાનો છે. પછી કેળવાયલા હિન્દીઓમાં સંપૂર્ણ બદલાયલી લાગણીઓ વિષે પ્રમુખે વિવેચન કર્યું: ગઈ કોંગ્રેસમાં સુધારાને આપણે હર્ષથી વધાવી લીધા હતા; ચાલુ કોંગ્રેસ પહેલાં પાંચ અઠવાડીયાં પર બહાર પાડવામાં આવેલા નિયમોએ ચોતરફ નિરાશા અને અસંતોષ ઉત્પન્ન કર્યા છે. પછી પ્રતિનિધિત્વમય રાજ્યતંત્રની માગણીનો ઇતિહાસ ૧૮૭૬ થી તેમણે કહી બતાવ્યો, તે સમયે બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને બાબુ આનંદ મોહન બોઝે કલકત્તાનું "ઈન્ડીઅન એસોસીએશન" સ્થાપ્યું હતું. તેનો એક ઉદ્દેશ પ્રતિનિધિત્વમય રાજ્યતંત્રનો હતો. સુધારાઓનું અત્યંત આકર્ષક લક્ષણ એ છે કે, વાયસરોયની અને મદ્રાસ અને મુંબાઈના ગવર્નરોની કારોબારી સભાઓમાં હિન્દીઓને દાખલ કરવા. સંયુક્ત પ્રાંતોની

વસ્તી ૪,૮૦ લાખ છે. તે મદ્રાસ ( ૩,૮૦ લાખ) અથવા મુંબાઇ ( ૧,૯૦ લાખ ) કરતાં ઘણી વધારે છે, પરંતુ તેને કારોબારી સભા આપવામાં આવી નથી, નિયમોએ રાજ્ય પ્રકરણમાં ધર્મને દાખલ કર્યો છે. અને ધાર્મિક માન્યતાઓ પ્રમાણે મતદાર મંડળોના વિભાગ કર્યા છે. મુસલમનોની લઘુમતિઓને ( Minorities ) જૂદાં મતદાર મંડળો આપવામાં આવ્યાં છે, અને સામાન્ય મતદાર મંડળોમાં પણ તેમને મત આપવા દેવામાં આવે છે, જ્યારે પંજાબ અને આસામમાં હિન્દુ લઘુમતિઓને એવાં મતદાર મંડળો આપવામાં આવ્યાં નથી. વળી દર વર્ષે રૂા. ૩૦૦૦ ઉપર આવક વેરો ( નાણું અથવા જમીન મહેસુલ ) આપનાર મહોમેદનને મત આપવાનો અધિકાર છે. પરન્તુ ત્રણ લાખ રૂપીઆ કર આપનાર બીન–મહોમેદનને મત આપવાનો હક્ક નથી. પાંચ વર્ષની મુદ્દતના મહોમેદન ગ્રેજ્યુએટોને મત આપવાનો હક્ક મળ્યો છે, ત્રીસ વર્ષની મુદ્દતના બીન–મહોમેદન ગ્રેજ્યુએટોને એવો હક્ક નથી. વળી મ્યુનિસીપલ અને જીલ્લા બોર્ડોના સભ્યો જ પ્રાંતિક ધારાસભાઓમાં જઇ શકે.

પ્રમુખે બીજી ઘણી ખામીઓ બતાવી આપી, જેવી કે બંગાલ સિવાય "બીન–સરકારી બહુમતિ" ને ફારસ જેવી બનાવનાર નીમણુંકો, જેને માટે સર એડવર્ડ બેકરનો ઉપકાર માનવો ઘટે છે, પછી કેટલાક અન્ય પ્રશ્નો તેમણે ચર્ચ્યા, સર વિલિયમ કર્ઝનવાયલી, ડૉ. લાલકાકા, અને મી. જેક્સનનાં ખુનો માટે અને વાયસરોયનો પ્રાણ લેવાના પ્રયત્નને માટે કોંગ્રેસનો શોક દર્શાવ્યો; દેશવટાઓનો, બંગાળાના ભાગલાનો, અને પંજાબના જમીન વેચાણ સામેના કાયદાનો તિરસ્કાર કર્યો. કોંગ્રેસનો બચાવ કરીને તેમણે સુંદર ભાષણ સમાપ્ત કર્યું."



# તેત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ તરીકેનું ભાષણ

[ ૧૯૧૮ માં તેત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ દિલ્હીમાં ભરાઇ હતી. યુરોપમાં જે ખૂનખાર યુદ્ધ ચાલતું હતું તેમાં મિત્ર રાજ્યોએ વિજય મેળવ્યો હતો. તેથી અન્ય પ્રજાઓની માફક હિન્દને પણ સ્વતંત્રતા મેળવવાની ઇચ્છા પ્રગટી હતી. યુદ્ધનો અંત આવ્યો હતો અને સુલેહની વાતો ચાલતી હતી. આમાં મુસલમાનોના ધાર્મિક પ્રશ્ન–ખિલાફતનો પ્રશ્ન–ઉભો થયો હતો. આ વખતે નોકરશાહી તરફથી હિંદમાં દમનનીતિ ખૂબ ચાલતી હતી. તે એટલે સુધી કે કોંગ્રેસના ચુંટાયેલા પ્રમુખ પં. માલવીયાજીનું સરઘસ દિલ્હીમાં કાઢવાની મનાઇ કરી હતી. આ કોંગ્રેસના પ્રમુખપદ માટે લો. મા. તિલક મહારાજની ચૂંટણી થઇ હતી પણ તેમને સર વેલેન્ટાઇન શિરોલ સામેના પોતાના મુકદ્દમાને માટે એકદમ ઇંગ્લાંડ જવું પડયું. એટલે પંડિત માલવીયાજીની પસંદગી થઇ હતી. ]

"પ્રમુખે પોતાના ભાષણમાં પ્રથમ ઉપકાર દર્શાવ્યો, લડાઇમાં મિત્ર રાજ્યોએ વિજય મેળવ્યો તેને માટે આનંદ દર્શાવ્યો. અને કહ્યું કે 'મારે તેની તલવાર' એ સૂત્ર માનનારાઓને જરૂરી પાઠ શિખવવાને માટે આ લડાઇમાં ઇશ્વરનો હાથ હતો. અને અમેરિકાના પ્રેસીડંટ વીલ્સનના સર્વ પ્રજાઓને સ્વતંત્રતા અને આત્મ–નિર્ણય આપવાના હક્કની ચર્ચા કરી. સત્યેન્દ્ર પ્રસન્ન સિંહાની નીમણુંક કરવામાં આવી તેને માટે સંતોષ દર્શાવ્યો. પરન્તુ જાહેર પ્રજાનો અભિપ્રાય જાણ્યા વિના સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહાની નીમણુંક સરકારે કરી હતી તેને માટે ખેદ દર્શાવ્યો. લડાઇ પહેલાં લાંબા સમયથી આપણે સ્વરાજ્યની માગણી કરતા હતા તે તેમણે બતાવી આપ્યું. ખાસ કોંગ્રેસમાં પસાર થયેલા ઠરાવો વિષે બોલતાં તેમણે કહ્યું કે, એ કોંગ્રેસ મળ્યા પછી કમમાં કમ બે મોટા પ્રાંતોએ સંયુક્ત પ્રાંતો અને મુંબઇ–સંપૂર્ણ પ્રાંતિક સ્વતંત્રતાની માગણી કરી છે. તે જોતા

તે ઠરાવ પર આપણે ફરીથી વિચાર કરવો ઘટે છે. સ્વરાજ્યની આપણી યોગ્યતા વિષે તેમણે કહ્યું: જે પ્રજા સર જગદીશચંદ્ર બોઝ જેવા વિજ્ઞાનશાસ્ત્રી, સર રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિ, સર ભાષ્યમ્ આયંગર અને રાસ બિહારી ઘોષ જેવા વકીલો, સર ટી. માધવરાવ અને સર સાલારજંગ જેવા રાજ્ય વહીવટદારો, સર સૈયદ મહમ્મદ અને તેલંગ જેવા ન્યાયાધીશો, દાદાભાઇ નવરોજજી, રાનડે, ફીરોજ શાહ મહેતા અને ગોપાલ કૃષ્ણ ગોખલે જેવા દેશપ્રેમી જાહેર પુરૂષો, જે. એન. તાતા અને તેના પુત્ર સર દોરાબતાતા જેવા ઉદ્યોગના સ્તંભો, મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી જેવા માનવ જાતિના સેવકો, અને સર્વ રણભૂમિઓ પર યુદ્ધ ખેલનારા સિપાઇઓ ઉપજાવી શકે તે પ્રજા પોતાના દેશમાં સ્વરાજ્યને માટે નાલાયક છે? હું આશા રાખુ છું કે, સ્વરાજ્યના આપણા જન્મસિદ્ધ હક્કથી આપણને વિમુખ રાખવામાં આવ્યા છે, તેમાં વળી દાઝ્યા ઉપર ડામની માફક આપણું આવું અપમાન કરવામાં નહિ આવે અને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત હિન્દને લાગુ પાડવામાં આવશે. હિન્દની પ્રજાના પ્રતિનિધિઓએ જે સૂચનાઓ રજુ કરી છે તેનો સ્વીકાર કરીને બ્રિટિશ સરકારે હિન્દને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવો જોઇએ, વર્તમાન સરકાર સારી છે કે ખરાબ છે એ સવાલ બાજુએ રાખતાં પણ દરેક પ્રજાને સ્વરાજ્ય મેળવવાનો હક્ક છે, તેમ આપણને પણ તે હક્ક છે, સર હેન્રી કેમ્પબેલ-બૅનરમેને કેટલાંક વર્ષો પર કહ્યું હતું કે સારૂં રાજ્ય સ્વરાજ્યનું સ્થાન લઇ શકે નહિ. આમની કોઇ પણ પ્રજા સ્વરાજ્ય ન ભોગવે ત્યાં સુધી તેની પર સંપૂર્ણ સારૂં રાજ્ય ચાલી શકે નહિ. તેથી સ્વરાજ્ય મેળવવાની આપણી વિનંતિના અનુમોદનમાં દલીલની આવશ્યકતા નથી, પછી હિન્દીઓને રાજ્યપદ્ધતિમાં આપવામાં આવેલા અન્યાયો તેમણે રજુ કર્યા, અને એક મજબૂત પ્રતિનિધિ મંડળ ઇંગ્લાંડ મોકલવાની જરૂર જણાવી. આત્મનિર્ણયના સિદ્ધાંત તરફ ધ્યાન ખેંચતાં તેમણે કહ્યું: હિન્દની રાજકીય પુનઃરચનામાં આત્મનિર્ણયનો સિદ્ધાંત

લાગુ પાડવાનું તમે બ્રિટિશ સરકારને કહ્યું છે. બની શકે ત્યાં સુધી તમારી પોતાની બાબતોને તે સિદ્ધાંત લાગુ પાડો. તમે પોતે નિર્ણય કરો કે આજ પછી તમે બ્રિટિશ પ્રજાજનના સમાન દરજ્જા પર અને દુનીયાના લોકોના સમાન દરજ્જા પર આવશો. તમે પોતે નિર્ણય કરો કે, યુનાઇટેડ કીંગ્ડમમાં અંગ્રેજોને આગળ વધવાની છુટથી જે તકો મળે છે, તે તકો તમને તમારા દેશમાં મળવી જોઇએ. એવી માગણી હવે પછી તમારા સઘળા બળપૂર્વક તમે કરશો. જો તમે આત્મનિર્ણયનો આટલો અમલ કરશો, અને આપણા લોકોમાં સમાનતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવના સિદ્ધાંતોનો ઉપદેશ કરશો, આપણો દરેક ભાઇ ગમે તેટલો નબળી સ્થિતિમાં હોય તોયે, સર્વથી મોટામાં મોટો આત્માનો જે અંશ છે તેજ અંશ તેનામાં છે એવી સમજણ પાડશો, આપણા દરેક ભાઇને એમ સમજાવશો કે સમાન તરીકે ગણવાનો તેનો હક્ક છે, તો તમે પોતે તમારૂં ભાવિ નક્કી કરશો અને ત્યારે સત્તાધારીઓ તમારી વ્યાજબી માગણીઓ સામે ઝાઝો વખત ટકી શકશે નહિ. દરેક તાલુકામાં, દરેક તેહેસીલમાં કોંગ્રેસ કમિટિઓની સ્થાપના કરો, અને લોકોને એ સિદ્ધાંતો સમજાવો, જો તમે એટલો આત્મ—નિર્ણય બતાવશો અને એકસંપથી એક ઉદ્દેશથી કાર્ય કરશો તો આપણામાંના ઘણા ધારે છે તે કરતાં વધારે જલ્દી ઇશ્વર આપણને આત્મ-નિર્ણય આપશે.



# લોકમાન્ય મહારાજની સંવત્સરી

[ મુંબાઇમાં તા. ૧-૮-૩૦ ના રોજ રાષ્ટ્રીય સ્ત્રીસભાની આગેવાની હેઠળ લોકમાન્ય તિલક સંવત્સરી નિમિત્તે સ્ત્રીઓની જાહેરસભા વનિતાવિશ્રામના કંપાઉન્ડમાં મળી હતી. તે વખતે પંડિતજીએ આપેલું ભાષણ. ]

બ્હેનો :

આજે લોકમાન્ય તિલકની સંવત્સરી છે. દુનિયામાં દરેક માણસના મરણનો દિવસ ઉજવાય છે. લોકમાન્ય તિલકને ભારત વર્ષના ૩૧ કરોડ માણસો હંમેશાં યાદ કરતા રહેશે. લોકમાન્ય તિલક જેવા ઘણા મહાન નરો આ દેશમાં થઇ ગયા છે પણ છેલ્લાં ૧૦૦ વર્ષમાં તેમના જેવો કોઇ પુરૂષ થઇ ગયો નથી. નિશાળમાં ભણતા હતા તે વખતથી જ તેઓ દેશની લડતમાં પડયા હતા. મર્હુમ દાદાભાઇ નવરોજજી, મહાદેવ ગોવિંદ રાનાડે, સર ફીરોજશા મહેતા, કાશીનાથ તેલંગ એ વિગેરે અમારા માનનીય આગેવાનો હતા. લોકમાન્ય તિલક વકીલ થવા છતાં વકીલાત શરૂ ન કરતાં ફરગ્યુશન કૉલેજ અને કેસરી પત્ર શરૂ કર્યો. લોકમાન્ય તિલક ઘણા નીડર પુરૂષ હતા. પોતે ગમે તેવું સંકટ સહન કરવાં છતાં પોતે નિર્બળતા બતાવી નહિ. ૭ વર્ષની જેલની સજા વખતે પણ એક શબ્દ નિર્બળતાનો બોલ્યા નહિ. દાદાભાઇ નવરોજજીના પ્રમુખપદે મળેલી કોંગ્રેસમાં ઝઘડો ઉભો થતાં સર ફીરોજશાએ મને આ ઝઘડાનો નિકાલ લાવવા ભલામણ કરી. તે વખતે સ્વદેશીનો સવાલ લોકમાન્યે હાથ ધર્યો હતો. મહાત્મા

ગાંધીજીએ અત્યારે ખાદીની જે ચળવળ ઉપાડી છે તે લોકમાન્યની લડત છે. બંગાળાના ભાગલા વખતે બંગાળે સ્વદેશીની ચળવળ શરૂ કરી. આજે આટલી બધી બ્હેનોને સ્વદેશી અને ખાદી પહેરેલી જોઇ મને ઘણી ખુશી ઉપજે છે. બ્હેનોને ભલામણ કરૂં છું કે એક તસું જેટલું પણ વિલાયતી કાપડ ખરીદશો નહિ. અંગ્રેજી યુનિવર્સિટીમાં એવું શિક્ષણ અપાય છે કે એક વખત દેશભક્તનું ગીત વાંચવા માટે વફાદારને સજા થઈ હતી પણ અત્યારે તો નાનાં નાનાં બચ્ચાં એવાં ગીતો ગાય છે. આ દેશમાં પરદેશી સરકારના જમાનામાં મહેનત આપણે કરવી અને મલાઇ તેઓ ખાઇ જાય. તુરકીમાં અંગ્રેજોએ તુરકીશ પ્રજા ઉપર અંકુશ જમાવ્યો હતો પણ જ્યારે તુરકીએ સામનો કર્યો તે વખતે ૫૦૦૦ બ્હેનો જે પડદામાં રહેતી હતી તેઓ પણ પડદા તોડી મેદાને પડી. અમારી માતાઓને, બ્હેનોને ગુલામ બનાવતાં અમને ગુલામી સહન કરવી પડી. અમે લડવા તૈયાર છીએ. જેમ પત્થર નીચે હાથ દબાયો હોય તો કળેકળે કહાડી શકાય તેમ આપણે નિઃશસ્ત્ર છીએ અને તેથી ખુલ્લી લડાઇથી ફાવી શકીએ તેમ નથી અને તેથી મહાત્માજીની અહિંસાત્મક લડત સિવાય બીજો રસ્તો વધારે સારો નથી. આપણે આ લડત ચલાવી ભલે માર સહન કરીએ. એક ભારતમાં જન્મેલા હિંદીઓના દેશમાં હિંદવાસીઓનું જ રાજ્ય હોવું જોઇએ. લોકમાન્ય તિલકની એ જ માગણી હતી. મહારાણા પ્રતાપ અને છત્રપતિ શિવાજી મહારાજ થઇ ગયા છે. તેમના જેવા અથવા લો. મા. તિલક અથવા મહાત્મા ગાંધી અને શ્રીયુત્ ગોખલે વિગેરે આગેવાનોનું એજ કહેવું છે. હું એમ ઇચ્છું છું કે સઘળા હિંદુ મુસલમાનો એકત્ર થઇને રાજ્ય કરે અને હળીમળીને રહે.

તે બાદ શ્રીયુત ખાડીલકર અને પંડિત મદનમોહન માલવીયાને હારતોરા પહેરાવી તેમનો ઉપકાર માન્યો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

# કોંગ્રેસ વર્કીંગ કમિટિની ધરપકડ

[ તિલક મહારાજની સંવત્સરી ઉજવવા માટે તા. ૧–૮–૩૦ ના રોજ સાંજના ચાર વાગે ચોપાટી ઉપરથી એક ગંજાવર સરઘસ કાઢવામાં આવ્યું હતું. આ સરઘસને બોરીબંદર પર પોલીસે અટકાવ્યું હતું. લગભગ સોળ કલાક સુધી આ ભવ્ય સરઘસને પોલીસે મજબુત કોર્ડન કરી અટકાવી રાખ્યું હતું. આખી રાત ખુલ્લા મેદાનમાં હજારો માણસો ઉજાગરા રાખી બેસી રહ્યા. લોકોનો આવો મક્કમ નિશ્ચય જોઈ પોલીસે પોતાની ધીરજ ખોઇ અને સરઘસમાંથી હિંદના પ્રતિષ્ઠિત નેતાઓની ધરપકડ કર્યા પછી સરઘસ પર લાઠીનો મજબુત મારો ચલાવ્યો. પરિણામે લગભગ ચારસો માણસો ઘાયલ થયાં. આ સંબંધીનું વિસ્તૃત વર્ણન જનતાએ વાંચ્યું છે. એટલે અહીં દેશનેતાઓના સંબંધી આપેલા કેસની અગત્યની માહિતિ આપીશું. આ વખતે સરદાર વલ્લભભાઇ, પંડિત મદનમોહન માલવીયા, શ્રી જયરામદાસ દોલતરામ, શ્રીયુત શેરવાની, ડૉ. હારડીકર, પકડાયા હતા. આ ઉપરાંત ચાલીસ દેશ સેવિકાઓની ધરપકડ કરી હતી. આ ઉપરાંત મુંબઇની વૉર કાઉન્સીલના ચાર કાર્યકર્તાઓને પકડવામાં આવ્યા હતા. પંડિત માલવીયાજીએ કોર્ટમાં આપેલું સ્ટેટમેન્ટ. ]

## પંડિતજીનું સ્ટેટમેન્ટ

પંડિતજીએ તે પછી પોતાના લેખિત સ્ટેટમેંટમાં જણાવ્યું કે : પોલીસ કમિશ્નરે સરઘસ ઉપર રસ્તાની મનાઇ કરનારો જે પત્ર વોર કાઉન્સિલના પ્રેસીડેન્ટ પર મોકલ્યો હતો તે પોલીસ કમિશનર તરફનો ઓર્ડર નહિ પણ માત્ર વોર કાઉન્સિલના પ્રેસીડેન્ટને અરજ કરનારો પત્ર હતો. કોર્ટે પણ એવા જ વિચાર દર્શાવ્યા છે. તે પછી અમારી ઉપર એવો ચાર્જ લાવવામાં આવ્યો છે કે અમો ગેરકાયદાસરની મંડળીના સભાસદ બન્યા હતા, ખરેખર તો તેમ હતું નહિ કારણ કે પોલીસ કમિશનરનો બીજો મ્હોંડાનો ઓર્ડર કાયદા મુજબ વ્યાજબી ઠર્યો નથી. વળી આ મ્હોંડાનો ઓર્ડર મને અને સરદાર વલ્લભભાઇને જ કહી સંભળાવવામાં આવ્યો હતો અને તે બીજા અમલદારોને લાગુ પડતો હતો નહિ. સરઘસ સુલેહશાંતિનો ભંગ કરવા માટે મળ્યું હતું નહિ માટે પોલીસ કમિશ્નરનો આ ઓર્ડર ચાલી શકે નહિ. આ સરઘસને અમોને પકડવા આગમચ ગેરકાયદેસરની મંડળી જાહેર કરવામાં આવી હતી નહિ તેથી આ કહેવાતો મ્હોંડાનો ઓર્ડર ચાલી શકે નહિ. આ રીતે ફરિયાદ પક્ષનો કેસ ટકી શકતો નથી. મી. આયરે લોકોને વિખેરવા છતાં તેઓની પણ ધરપકડ થઇ હતી. ૪૩ બાનુઓને પકડી તે પછી ૩૯ ને તેમાંથી છોડી દેવામાં આવી હતી અને ૪ સામે કામ ચલાવવામાં આવ્યું હતું. તેનું કશું કારણ પણ જાહેર થયું નથી. ખરેખર તો સરઘસમાં હું જ સામેલ થયો હતો અને સરદાર વલ્લભભાઇ અને બાકીના વર્કીંગ કમિટિના સભાસદો તો સરઘસ બેસવા પછી જ એક કલાકે આવ્યા હતા. આ રીતે તેઓએ સરઘસમાં ખાસ ભાગ લીધેલો કહેવાય નહિ. મેં થોડો જ ભાગ આ કેસમાં લીધો છે અને સાક્ષીઓ પણ બોલાવ્યા નથી કારણ કે એવા કેસો ફારસ જેવા જ છે એમ હું દુનિયાને દેખાડી આપવા માગું છું.

## મી૦ થાણાવાલા શું કહે છે ?

તે પછી છેવટનું ભાષણુ કરતાં પોલીસ પ્રોસીક્યુટર મી૦ થાણાવાળાએ જણાવ્યું હતું કે વોર કાઉન્સીલના પ્રેસીડેન્ટ હંસા બ્હેન પર સરઘસ સંબંધી પોલીસ કમિશ્નરે કાઢેલો ઓર્ડર વ્યાજબી અને કાયદાપૂર્વક છે; પછી ભલેને તે એક અરજ રૂપી પત્રમાં હોય. બીજો ઓર્ડર પોલીસ કમિશ્નરે મી૦ વલ્લભભાઇ પટેલને મ્હોંડેથી સરઘસ વિખેરી નાખવા માટે આપ્યો હતો.

આ હુકમ સીટી પોલીસ એક્ટની ૪૦ મી કલમ મુજબ કાયદાપૂર્વક અને વ્યાજબી હતો. પાંચ કરતાં વધુ લોકો ત્યાં ભેગા મળ્યા હતા અને સુલેહનો ભંગ થવાની ધાસ્તી અથવા તો માન્યતા ઉભી થઇ હતી.

પંડિતજી—કમિશ્નરે તેમ કહ્યું નથી.

મી૦ થાણાવાલાએ તે પછી જણાવ્યું હતું કે પોલીસ કમિશ્નરના ઓર્ડરોથી સરઘસમાં બેઠેલા સઘળાઓ માહિતગાર હતા. જેમાં જવાબદારો પણ સમાઇ જતા હતા. આ રીતે તેઓએ પોલીસ કમિશ્નરના એક નહિ પણ બબ્બે ઓર્ડરોનો ખુલ્લો ભંગ કર્યો હતો. જવાબદારો આખી રાત અને સવારના સરઘસમાં બેઠા હતા અને તેઓ સામે પોલીસ કોર્ડન કરી રહી હતી તેથી પણ તેઓ પોલીસ કમિશ્નરના ઓર્ડરથી માહિતગાર થવાની માન્યતા ખડી રહે છે.

પોલીસ વિરુદ્ધ કોર્ટમાં બાનુનો પોકાર.

અત્રે એક બાનુએ પોકાર કર્યો હતો કે પોલીસ કૉન્સ્ટેબલ મને ગાળ દે છે.

પંડિતજી—તમો નામદારે આ પોલીસને લેડીઓથી થોડે દુર ઉભા રહેવા કહેવું.

મી૦ જયરામદાસ—શું સ્ત્રીઓને પોલીસ હેરાન કરે તો તમો ઘટતો હુકમ નહિ કરી શકો ?

મેજીસ્ટ્રેટ—તમોને વચ્ચે પડવાની જરૂર નથી.

એક ભાઈ—તમો વીર બાળાઓ છો બધું ખમી લ્યો, ફરીયાદ ના ઉઠાવો.

મેજીસ્ટ્રેટ—કોર્ટના કામમાં કશી હરકત થવી જોઈયે નહિ. નહિ તો લોકોને બહાર જવું પડશે.

આ પછી મજકુર બાનુએ કહ્યું કે મજકુર પોલીસ ખસી ગયો છે એટલે આ દુઃખદાયક બનાવનો અંત આવ્યો હતો.

અત્રે ૧૧॥ વાગે મી૦ થાણાવાલાએ પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે મી૦ હીલીની સાક્ષી અને તેઓના ઓર્ડરોથી આરોપીઓ સામેનો કેસ પુરવાર થઇ ચૂકયો છે.

પં૦ માલવીયા સિવાય બીજા સઘળા દેશભક્ત કેદીઓએ કશો પણ બચાવ કરવા ના પાડી હતી.

મેજીસ્ટ્રેટ—તમારે જોઇએ તો પંડિતજી નજીક આવી ભાષણ કરો.

પંડિતજી—મહેરબાની કરી હું અહીં જ ઉભો રહી સગવડથી ભાષણ કરીશ. થેંકયું.

શ્રી૦ વલ્લભભાઇ—બિચારા પંડિતજી અને અમો તો આખી રાત વરસાદમાં ભીંજાતા રસ્તામાં ઉભા તેમજ બેઠા હતા.

## પંડિતજી શું કહે છે ?

પંડિતજીએ તે પછી છેવટનું ભાષણ કરતાં જણાવ્યું કે દરેક શહેરીને રસ્તામાં ચાલવાનો અને સરઘસમાં જવાનો દરેક હક છે. પોલીસ કમિશ્નરે સરઘસને કોટમાં નહિ જવાનો હુકમ કાઢયો હતો અને વોર કાઉન્સિલના પ્રેસિડેન્ટને લાગુ પાડયો હતો તે માત્ર એક પત્ર રૂપે અરજ કરનારો હતો અને તેમાં કશું પણ કારણ દર્શાવવામાં આવ્યું હતું નહિ. જો તેનાં વ્યાજબી કારણ જણાવ્યાં હતે તો મિસીસ હંસાબ્હેન મહેતા જેવાં ભણેલાં બાનુઓ ઘટતું કરતે. સરઘસ

પર જતાં જણાય છે કે આ સરઘસને પોલીસ કોર્ડનથી અટકાવી રાખ્યું હતું. આ કોર્ડનની પાછળ વરસાદમાં ભીંજાતા જણાતા, કશી પણ ધાંધલ કર્યા વગર લોકો આખી રાત બેઠા હતા. જેમાં મુંબઇની ઉંચા ખાનદાનની અને ભણેલી બાનુઓ પણ સમાઇ જતી હતી. તેઓ ધાંધલ કરવા, હુમલો કરવા અથવા તો સુલેહનો ભંગ કરવાની ઇચ્છા ધરાવતી હતી એમ કહેવું એ તદ્દન ગલત જ લેખાવું જોઇએ.

પંડિતજીએ તે પછી કાયદાની કેટલીક દલીલો રજુ કરી તેમજ જુદા જુદા કેસો ટાંકી જણાવ્યું કે પોલીસ કમિશનરને એવા ઓર્ડરો કાઢવાનો અધિકાર છે પણ તે ઓર્ડરો રીઝનેબલ અને કારણ દર્શાવનારા હોવા જોઇએ. જેમ આ કેસમાં થયું નથી. પોલીસ કમિશનરે વાપરેલું ડીસક્રેશના ( Discretion ) વ્યાજબી છે કે નહિ તે પણ તમો નામદારે જોવાનું છે.

પોલીસે લશ્કરની માફક સન્નારીઓ સામે ખડી રહી પોતાનું બળ દેખાડયું છે—જે બાઇઓ તદ્દન શાંત અને સુલેહભરી હતી. આખું સરઘસ શાંત હતું. તોફાનનો કશો સંભવ હતો નહિ અને લાઠીબળ વાપરવાની કશી જરૂર હતી નહિ. ટુંકમાં કહેતાં પોલીસ કમિશનરનો હુકમ કાયદાસરનો અને વ્યાજબી હતો નહિ.

## પંડિતજીના યાદગાર વચનો

પંડિતજીએ તે પછી જણાવ્યું કે પોલીસ કમિશનરે કાઢેલો હુકમ ગેરવ્યાજબી હોય અને ગેરકાયદેસરનો હોય તો પ્રજા તેને તાબે થવા બંધાયલી નથી. હું તો આગળ વધી કહું છું કે વાઇસરોયનો ઓર્ડીનન્સ હોય અને તે પણ ભૂલભરેલો હોય તો પણ તેને પણ તાબે થઇ શકે નહિ.

પંડિતજીએ એક કેસ ટાંકીને જણાવ્યું કે સેક્રેટરી ઓફ સ્ટેટનો હુકમ એક કોર્ટે ગેરકાયદેસરનો દર્શાવ્યો હતો. તો પછી પોલીસ કમિશનરના હુકમનું શું ?

મેજીસ્ટ્રેટ—મુંબઈમાં તો કોણ મોટો ગણાય છે તે સવાલ છે.

પંડિતજી—તમારી ટીકા વ્યાજબી છે.

પંડિતજીએ જણાવ્યું કે હોર્નબી રોડ ઉપર જતા બીન તકરારી સરઘસને વિના કારણ અટકાવ્યું હતુ અને તેમ કરવાનો પોલીસ કમિશનરને કશો અધિકાર હતો નહિ અને મુંબઇની પ્રજાના હક પર ત્રાપ મારવાનો તેઓને કશો અધિકાર હતો નહિ. હું ફ્રી સીટીજન તરીકે એમ કહું છું. કારણ કે થોડી જ મુદ્દતમાં આ દેશને તેનું છુટાપણું મળનાર છે. ઇન્સાફની નજરે પણ આ હુકમ વ્યાજબી હતો નહિ. મિસીસ હંસા મહેતા મારી બેટી જેવી આ સરઘસમાં સરદારી લઇ ગઇ હતી. લાઠી ચાલશે એવી વાત જાણી હું તેઓની મદદે સરઘસમાં ગયો હતો પણ કાયદો તોડવા ગયો હતો નહિ, જેમ કરવાને એક દિલેર દેશી તરીકે હું બંધાયેલો હતો.

પોલીસ કમિશનરનો હુકમ મૂર્ખાઇ ભર્યો નહિ પણ ચીડ ચડાવનારો હતો. ગાંધીજીની અહિંસાની નવી લડતથી શાંતિ સાથે જ હવે આઝાદીની લડત ચાલી રહી છે જે માટે દેશનું હું અહોભાગ્ય જ સમજું છું. ઇશ્વર કરશે તો આ લડતથી જ આપણે આપણા દરેક હક મેળવી આઝાદીએ પહોંચીશું. કલાકો સુધી આ કોમળ સન્નારીઓ ભીંજાતી જાગતી આખા હિંદના સૌથી મજબુત ગણાતા પુરૂષ વીર વલ્લભભાઇ પટેલ અને બીજા એવા આગેવાનો સાથે બેઠી હતી. તેઓ કાયદો તોડવા નહિ પણ હકની લડત માટે બેઠા હતા. એવા સરઘસને અણુઘટતું ગણીને કલાકો સુધી અટકાવી રાખવામાં પોલીસ કમિશનરે દયાહીણપણું દેખાડયું છે, એવો અમલદાર મારા વિચાર મુજબ જાહેર નોકરી માટે લાયક પણ નથી.

પોલીસ કમિશનરનો હુકમ ખોટો, અભિમાની અને ચીડ ચડાવનારો જ હતો.

## મહાત્માજી માટે હું મગરૂબ છું

આવા ચીડાવનારા હુકમ અને સારજન્ટોની અનેક રીતો પછી હજારો લોકો શાંત રહી શકયા છે તે માટે હું મહાત્માજીનો આભાર માનું છું અને એવો પુરુષ હિંદ ધરાવે છે તે માટે એક હિંદી તરીકે મગરૂબ છું.

મારા ભલા અને હથિયાર વગરના ભાઇ બ્હેનો ઉપર લાઠીનો મારો ચલાવવામાં પોલીસ ઘણી જંગલી રીતે વર્તી છે અને આ બધું સર હોટસન જેવા હોમ મેમ્બરની નજર હેઠળ બન્યું છે. જેઓએ પોતાના વિચારો કેવા છે તે અત્યાર આગમચ કાઉન્સિલમાં દર્શાવ્યા છે.

છેવટે હું જણાવું છું કે પોલીસની વર્તણુંક વાંધાભરી અને ધિક્કારને પાત્ર હતી.

# ચોપાટીના દરિયાકાંઠે પંડિતજીનો જયનાદ.

[ આ કેસને અંગે પંડિતજીને સો રૂપિયા દંડ અગર પંદર દિવસની સાદી કેદની સજા થઇ હતી. પંડિતજીએ દંડ નહિ ભરતાં જેલ પસંદ કરી હતી. પરંતુ તા. ૮–૮–૩૦ ના દિવસે કોઇ અજાણ્યા માણુસે દંડની રકમ ભરી દેવાથી પંડિતજીને સાંજના ચાર વાગે છોડી દેવામાં આવ્યા હતા. માત્ર દંડની રકમ ભરાઇ જવાથી પંડિતજી ખૂબ નારાજ થયા હતા. પંડિતજીના માનમાં તે જ દિવસે સાંજના ચોપાટીના દરિયાકાંઠે મુંબાઇના શહેરીઓની ગંજાવર સભા મળી હતી. ]

તાળીઓના અવાજો વચ્ચે પંડિતજીએ બોલતાં જણુાવ્યું કે મને આશા નહિ હતી કે આજે તમો સમક્ષ હું ભાષણુ કરીશ તેમ જ તમોને પણુ સ્વપ્ને ખ્યાલ નહિ હશે કે તમે મને અત્રે જોશો. હું તો જેલમાં આનંદથી મહાભારત અને ભગવદ્દગીતા વાંચતો હતો, તથા ફુરસદ મળતાં વલ્લભભાઇ, શેરવાની તથા જેરામદાસ સાથે રાષ્ટ્રીય બાબત ઉપર તકરાર ચલાવતો હતો પણુ અચણુચ ચાર વાગે મને કહેવામાં આવ્યું કે કોઇ મને મળવા આવ્યું છે. મારો બેટો મારે માટે દૂધ તથા ફ્રુટ લાવ્યો હશે એમ સમજીને હું બહાર ગયો તો મોટી અજાયબી વચ્ચે મેં જેલના સુપ્રિન્ટેન્ડેન્ટને ખોટી થતો જોયો. તેણે મારી સમક્ષ આવીને કહ્યું હતું કે મારો દંડ અપાઈ

મુકયો હતો અને તેથી મારે જેલની બહાર જવું. મેં વાંધો ઉઠાવી તેને જણાવ્યું કે માજીસ્ટ્રેટ સાહેબ ઉપર કાગળ લખી મેં જણાવ્યું છે કે મારો દંડ કોઈની પાસેથી પણ લેવો નહિ. પણ તેણે તો જવાબ વાળ્યો કે દંડ મળી ગયેલો હોવાથી તમોને છોડી દેવાનો મને હુકમ મળી ગયો છે અને જો મને એક મિનિટ પણ ત્યાં વધુ વાર રાખે તો તેની સામે મુકદ્દમો નોંધાય, અને તે બાપડો પીડામાં ફસી પડે. હું આ સાંભળીને દિલગીર થઈ ગયો. હું જેલની બહાર નહિ આવવા માગતો હતો, સરકાર આપણી મરજી વિરુદ્ધ જેલમાં મોકલે અને જ્યારે આપણે ત્યાં રહેવાની મરજી બતાવીએ છીએ ત્યારે કહે છે કે તમો જતા રહો. (હસાહસ). હું લાચાર થઇને બહાર આવ્યો.

## પંડિતજીએ જેલ કાં પસંદ કરી?

મને જેલમાં જવાનો શોખ નથી તે તો સૌ જાણે છે. સો રૂપયા બચાવવા હું જેલમાં ગયો નહતો પણ માજીસ્ટ્રેટે આપેલા જજમેંટની વિરુદ્ધ પ્રોટેસ્ટ તરીકે મેં જેલ પસંદ કરી હતી. સ્વતંત્રપણું ભોગવવાનો દરેક ઇન્સાનને હક હોય છે. અને આપણને કોઇ પણ રસ્તે પછી તે હોર્નબી રોડ હોય કે કોઇ પણ રસ્તો હોય ત્યાંથી પસાર થઇ જવાનો હક ધરાવીએ છીએ. એ મુદ્દા ઉપરજ મારી લડત હતી. પોલીસ કમિશનરે મનાઇ હુકમ પોતાની મરજી પ્રમાણે કહાડયો હતો અને તે મુજબ ચાલવાને આપણે બંધાયલા નથી.

## ગુરૂકા બાગની કહાણી યાદ આવી

તે દિવસ આખી રાત આપણે બૈરીબંદર આગળ બેસી રહ્યા. પોલીસ કમિશનરે જણાવ્યું હતું કે લાઠી ચલાવવાનો તથા કોઇની પણ ધડપકડ કરવાનો તેઓનો હેતુ ન હતો. આ બાબત મને વલ્લભભાઇએ જ્યારે જણાવી ત્યારે મેં તે સાંભળી, પણ મને ભરોંસો ન આવ્યો. ગુરૂકાબાગમાં જ્યાંસુધી હું હતો ત્યારે મને ખાત્રી આપવામાં આવી

હતી. કે તમો ઘેર જાવ—અત્રે કાંઇ પણ પગલાં ભરવામાં નહિ આવશે, પણ જેવી મારી પીઠ ફરી કે ત્યાં લાઠીરાજ ચાલુ થયું હતું. આ બાબત મારા ધ્યાનમાં હોવાથી વલ્લભભાઇએ કહેલી બીનામાં મને ભરોંસો આવ્યો નહિ અને છેવટે મારો શક ખરો ઠર્યો. હોમ મેમ્બરે અત્રે પધારીને હુકમો આપ્યા અને કમિશનરને તે હુકમો બજાવવા પડયા. પરિણામ તમોએ જોયું. અમોને ગીરફતાર કીધા, પછી લાઠી ચલાવી ત્રણસોને જખમી કીધા, તેમાં એકનું મરણ નીપજ્યું છે. મને તેથી દુઃખ થાય છે. ગીરફતાર કરતી વખતે અમોને પૂછવામાં આવ્યું હતું કે વર્કીંગ કમિટીના મેમ્બરો કોણ કોણ છે? એમ નહિ પૂછયું કે સરઘસ માટે જોખમદાર કોણ છે. અમોને કેદ કીધા પણ ૪૩ બ્હેનોએ શું ગુન્હો કર્યો હતો કે તેઓને પણ કેદ કીધી. મણીબ્હેને શું ગુન્હો કર્યો ! મુંબઇમાં તેણે તો આંગળી પણ ઉંચકી નથી. બધાઓને ત્રણ ત્રણ મહિનાની સજા કરી ત્યારે મને અપવાદરૂપ રાખ્યો. ગુન્હો સૌએ એક સરખો કર્યો હતો.

## પ્રજાકીય સરકાર હોતે તો શું થતે ?

આપણને ચોક્કસ રસ્તેથી પસાર થવાને મનાઇ ફરમાવીને આપણને ગેરકાયદેસરની ટોળી જાહેર કરી, જ્યારે પોલીસે સરઘસ અટકાવી વહેવાર આખી રાત બંધ કરી નાખીને ખરેખર તો પોતે ગેરકાયદેસરની ટોળી બની હતી. હાલ જો નેશનલ સરકાર હોતે તો તેઓને સજા કરવામાં આવતે. એક રસ્તેથી પસાર થવાનો આપણો હક્ક જો કે દેખાવમાં નજીવો લાગે છે પણ એ મહત્ત્વનો સવાલ છે. જ્યાં સુધી આ ગુલામીની ગાંઠ છુટશે નહિ ત્યાં સુધી જેલ મળે યા ફાંસી લટકાવે પણ એ ગાંઠ છુટશે નહિ ત્યાં સુધી આપણને સંતોષ મળનાર નથી (તાલીઓ). માજીસ્ટ્રેટ સાહેબે પોતાના જજમેંટમાં હાઇકોર્ટના દાખલાઓ ટાંકી બતાવ્યા છે પણ તેઓ સાહેબ હજી જવાન છે. હું તો બુઢ્ઢો થઈ ગયો છું હું જે સમજું છું તે સમજવાને

માટે હજી તેઓને વાર છે. એટલે મારો મુદ્દો તેઓ સમજી શક્યા હતા નહિ.

## મહાત્માજીના શિક્ષણ મુજબ વર્તો

આપણને સ્વતંત્ર થવું છે. સ્વતંત્રતા બે રીતે મેળવી શકાય. (૧) લોહી સામાનું યા પોતાનું રેડીને તથા (૨) શાંતિથી લોહીનું બલિદાન આપીને. મહાત્માજીએ આપણને અહિંસાનો પાઠ શીખવાડયો છે અને તે મુજબ તમે વર્તજો. તમો મક્કમ રહેજો. વિજયલક્ષ્મી મારી સામે નાચી રહી છે. ભારત સ્વતંત્ર થશે અને તે પણ જલદીથી જ થશે એવી મારી ખાત્રી છે. મારી તમોને સલાહ છે કે ન્યાયપૂર્વક હુકમ માનજો પણ કમિશનરના મનમાં આવે તેવો હુકમ કાઢે તો તેનો વિરોધ કરજો. તો જ અન્યાય બંધ થઇ જશે. આજે મારી મરજી વિરુદ્ધ દંડ અપાયો છે તેને માટે મને દુઃખ પેદા થાય છે. જ્યારે મારે માટે દંડ આપવામાં આવ્યો ત્યારે શું જેલમાં બેઠેલી બ્હેનો માટે ખ્યાલ આવ્યો ન હશે. હું તો તમારી સેવા બજાવવા બહાર આવ્યો છું. તમારામાં જે ઉત્સાહ છે તે દબાવો જોઇએ નહિ. તન, મન, ધન, પુત્ર, મિત્ર, પતિ, પત્નિ એ સર્વનું બલિદાન ભારત માતાના પગપર નાંખી દેશની સેવા કરજો. ભારતના પુત્રો હિંદુ, મુસ્લિમ, પારસી, શીખ એ સર્વનાં માન અને મર્યાદાને માટે મક્કમ રહી જ્યાં સુધી સ્વરાજ ન મળે ત્યાં સુધી એમ જ માનજો કે ભારતમાં કોઇ પણ મરદ, યા ઓરત, છોકરો, યા છોકરી, સંતોષ યા શાંતિ લેનાર નથી. (તાળીઓ)

# મારવાડી સ્ત્રીઓની સભામાં

[ તા. ૧૦-૮-૩૦ ના રોજ મારવાડી સન્નારીઓનું એક જંગી સરઘસ સુખાનંદની ધર્મશાળામાંથી નીકળી રાષ્ટ્રીય ગીતો ગાતું ચોપાટીપર ગયું હતું, આ સરઘસમાં મારવાડી સન્નારીઓ ઉપરાંત અન્ય કોમોની સન્નારીઓ પણ સેંકડોની સંખ્યામાં હતી. સરઘસ ૯ વાગે ચોપાટી આવી પહોંચ્યું હતું જે બાદ ત્યાં એક સભા મળી હતી. ]

## ચોપાટી પર સભા.

લગભગ ૯-૧૫ કલાકે પંડિત માલવીયાજી ચોપાટીપર આવી પહોંચતાં તેમની જયના પોકારો થઇ રહ્યા હતા. લાઉડ સ્પીકરની ગોઠવણ રાખવામાં આવી હતી, પણ કાર્યવાહકોએ રિપોર્ટરો માટેની ગોઠવણ રાખી ન હતી.

## પંડિતજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો !

આજના પવિત્ર દિવસે આપણે આ દરિયાકિનારે સવારના સમયમાં એકઠા મળ્યા છીએ તે ઇશ્વરની કૃપા જ છે. અત્યારનો સમય ઈશ્વરની પ્રાર્થના કરવાનો છે તેથી શરૂઆતમાં આપણે ઈશ્વરની સ્તુતિ કરીશું.

" **यं ब्रह्मा वरुणेन्द्र रुद्र** " વાળો શ્લોક ગાઈ તેના અર્થ સમજાવી " **मंगलं भगवान विष्णुः मंगलं गरुडध्वजः** " નો અર્થ સમજાવી હિંદ એક વખત કેવું સ્વર્ગીય હતું તેનો અહેવાલ આપ્યો હતો અને આગળ ચાલતાં જણાવ્યું હતું કે હિંદ એક વખત ઘણોજ

આતબર અને ધનાઢય દેશ હતો. ઉદ્યોગ હુન્નર પણ ઘણો હતો અને દેશમાં કપડાં પણ અહીંના જ કારીગરો બનાવતા હતા. અસલના જમાનાથી માંડીને અંગ્રેજ લોકોનું રાજ્ય થયું ત્યાં સુધીનો ઇતિહાસ સમજાવી પંડિતજીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે આપણા લોકોનો વેપાર ગયો, દોલત પરદેશ ઘસડાઈ ગઇ, ઉદ્યોગ હુન્નરનો પણ નાશ થયો અને શારીરિક શક્તિઓ પણ ઘટી ગઈ. દોઢસો વર્ષના અંગ્રેજ અમલમાં આપણી એ દશા થવા છતાં પણ આપણે જાગ્રત થતા ન હતા પણ થોડા સમયમાં આપણા લોકોમાં અજબ પ્રકારની જાગૃતિ આવેલી જણાય છે. તો હવે જાગૃત રહેજો અને તમારી સમક્ષ જે દેશકાર્ય પડેલું છે તેને જોસભેર આગળ ચલાવજો. આપણી ઉપર જે જે દુઃખો આવી પડે તે સહન કરવાં અને અત્યાચારો પણ સહન કરવા તમારે તૈયાર થવાનું છે, તેને માટે શારીરિક તાલીમ લેવાની જરૂર છે અને ભલે આપણે અહિંસાત્મક હોઇએ પણ આપણે નબળા તો ન જ રહેવું. અને આપણાં શરીરો મજબુત હોવા જોઇએ. આપણે હથિયારથી લડવાનું નથી. છતાં આપણા શરીરો લડાયક હોવાં જ જોઇએ. શરીર મજબૂત હોય તો જ સહન કરવાની હિંમત રહે છે. માટે શારીરિક તાલીમ પણ લઇ રાખજો, કારણ કે હજી તો ઘણું સહન કરવાનું છે. હું તમને એ જ પૂછવા માગું છું કે ગુલામગીરીની નબળી અવસ્થામાં રહેવા માગો છો કે તેમાંથી મુક્ત યાને સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માગો છો ? જો સ્વતંત્રતા પ્રાપ્ત કરવી છે તો પછી રાષ્ટ્રીય કાર્ય તમારી સમક્ષ પડેલું છે તેમાં જોડાઈ તેને જોસભેર આગળ ચલાવો. પંડિતજીએ તે બાદ હાલના મામલા પર કેટલુંક વિવેચન કરી હાલની રાષ્ટ્રીય હીલચાલનું રહસ્ય સમજાવ્યું હતું અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની લડતમાં જોડાવા સૌને અપીલ કરી હતી.

છેવટે કેટલાંક પ્રસંગોપાત વિવેચનો થયા બાદ સભા ૧૦ વાગ્યા પછી વિસર્જન થઇ હતી.

# ભારતવર્ષની આજની અવદશા.

[ પંડિત મદનમોહન માલવીયાએ શનિવારની સાંજે કાંદાવાડીમાં આવેલી કાનભાઇની વાડીમાં જૈન શ્વેતાંબર કોન્ફરન્સની સ્વદેશી પ્રચાર અને બ્રિટિશ બહિષ્કાર સમિતિના આશરા હેઠળ મળેલી જાહેરસભા સમક્ષ ભાષણ કર્યું હતું. ]

ભાઇઓ:

શ્વેતાંબર જૈન કોન્ફરન્સની સ્વદેશીપ્રચાર અને બહિષ્કાર સમિતિના સભ્યજનો, બ્હેનો અને ભાઈઓ તમને બધાને આટલી મોટી સંખ્યામાં અત્રે હાજર રહેલાં જોઇ મને ઘણો જ આનંદ થાય છે. ચાર મહિનામાં તમારામાં આટલું બધું પરિવર્તન જોઈ મને ઘણો જ સંતોષ થાય છે અને દેવીઓ પણ ઘર કામકાજ છોડીને અત્યારે રાષ્ટ્રમાં જોડાઈ છે, અને સભામાં તેમની હજારોની સંખ્યામાં હાજરી જોઇ મને ઘણોજ આનંદ થાય છે. આજે પરિવર્તન થયેલું મારા જોવામાં આવે છે, એ અજબ પ્રકારનું છે, આ નવું પરિવર્તન મહાત્મા ગાંધીજીની તપશ્ચર્યાનું ફળ છે અને તેમનોજ પુણ્યપ્રતાપ છે કે આજે ભારતવર્ષમાં આ પરિવર્તન થયેલું છે. આપણું ભારતવર્ષ મહાભારત માટે પ્રસિદ્ધ છે અને ભારતવર્ષનો

મહિમા ભાગવતમાં વર્ણવેલો છે. ભારતવર્ષ એક અલૌકિક દેશ છે અને તેમાં જન્મ લેવાને માટે ઘણા ઇચ્છા કરે છે અને દેવોએ પણ આવવાને ઇચ્છા દર્શાવી હતી. દુનિયાની કેવી રીતે ઉત્પત્તિ થઇ તેનો ખ્યાલ આપી પંડિતજીએ જણાવ્યું હતું કે ભારતવર્ષ એ ઘણોજ જૂનો દેશ છે અને આપણાં ધર્મપુસ્તકો પણ ઘણાંજ જૂના સમયનાં છે અને ઋગ્વેદ જૂનામાં જૂનો છે. ભારતવર્ષ એક વખતે આખી દુનિયામાં સૌથી આગળ પડતો દેશ હતો. દુનિયાના બીજા દેશો જે વખતે આગળ વધેલા ન હતા અને કેટલાક તો હયાતીમાંજ ન હતા તે વખતે ભારતવર્ષમાં અઢળક ધન દોલત હતાં અને અખુટ અનાજ અને દૂધ ઘી હતા. આ દેશમાં ભૂખમરો તો હતો જ નહિ અને સમસ્ત પ્રજા સુખી હતી. વળી હિંદની કુદરતીરચના અને હિંદની કુદરતીલીલા પણ એવા પ્રકારની હતી કે જેથી આખો દેશ સ્વર્ગ સમાન લાગતો હતો. આ દેશમાં વળી પવિત્ર સ્થળો પણ ઘણાં હતાં અને તેમાં મુખ્યત્વે કરીને ચાર ધામ પણ ઘણાં જ જાણીતાં હતાં. અત્યાર સુધી પણ એ ચારે ધામનો મહિમા ગણાય છે. ભગવાને આપણે માટે એવો સારો તો દેશ રચ્યો હતો કે જેનું વર્ણન અવર્ણનીય હતું. એક વખત એ સ્થિતિમાં આપણો દેશ હતો અને લોકો ઘણા જ સુખી હતા. આખી દુનિયામાં સુંદરમાં સુંદર એવો આપણો દેશ હતો અને તેમાં અનેક પ્રકારની ઇશ્વરી લીલા હતી. એ જ દેશ અત્યારે આપણો હિંદુસ્તાન છે અને હિંદમાતા એ આપણી માતા છે. જે માતાને પેટે આપણે જન્મ લઇએ છીએ તેની તરફ આપણી ફરજ જેમ આપણે અદા કરીએ છીએ તે જ પ્રમાણે આપણી ભારતમાતા અને ગૌમાતા તરફની આપણી ચોક્કસ પ્રકારની ફરજો છે અને તે આપણે અદા કરવાની છે.

## શાંત રહેવા અપીલ.

ભાઇઓ! શાંત થઇ જાઓ અને મૌન ધારણ કરો અને મારે જે કહેવાનું છે તે સાંભળો. આપણો દેશ જ્યારે મેં

કહ્યું તેવી માતબર અને આબાદ સ્થિતિમાં હતો તે વખતે ઉદ્યોગહુન્નર પણ અનેક પ્રકારનો અહીં હતો અને કપડાં અનેક પ્રકારનાં અહીં જ બનતાં હતાં. તેમાં પણ એવી કારીગરીઓ અને એવાં તો સરસ કપડાં લોકો બનાવતા હતા કે કોઈ બીજો દેશ તેવું કાર્ય કરી શકતો ન હતો. કારણ કે અહીં કપાસ ઉત્તમ પ્રકારનો હતો. સુતરાઉ ઉપરાંત રેશમી કાપડ પણ અહીં ઘણું જ સરસ બનતું હતુ અને એ ઉપરાંત અનેક ઉદ્યોગહુન્નરો પણ એવા તો અહીં હતા કે જેથી દેશ અનેક દિશાઓમાં પ્રગતિ કરી રહેલો હતો. આપણો દેશ એવા પ્રકારનો હોવાથી ભગવાને આપણા દેશમાં દશ બાર અવતાર ધારણ કર્યા હતા અને તેમણે લોકોને પોતાનો ઉત્તમ બોધ આપેલો છે. તેમણે આપેલો ઉપદેશ ઉત્તમ પ્રકારનો છે અને એવો જે આપણો ભારતવર્ષ દેશ છે તેના જેવો બીજો દેશ પૃથ્વીમંડળમાં નથી. આપણા દેશમાં અવતાર ધારણ કરી ભગવાને ધર્મનો ઉપદેશ કર્યો છે. ભગવાને એ જ પ્રમાણે અંગ્રેજોને ઇગ્લાંડ જર્મનોને જર્મની, અમેરિકનોને અમેરિકા, ચીનાઓને ચીન, જાપાનીઓને માટે જાપાન અને તે જ પ્રમાણે લોકોને માટે પોતપોતાના દેશો આપ્યા. અને તેમાં પોતપોતાનો વહીવટ ચલાવવા તેમનામાં પ્રેરણા કરી. હવે જુઓ કે આપણે જો અંગ્રેજો ઉપર રાજ્ય ચલાવવા ઈંગ્લાંડ જઇએ તો તેમને કેવું લાગે? આપણા પર એ લોકો રાજ્ય કરે ત્યારે આપણને પણ એવું જ લાગે. ઇશ્વરે એવો નિયમ રાખેલો છે કે જે દેશમાં એમણે જે લોકોને મૂક્યા છે ત્યાં તે જ દેશના રહેવાસીઓ રાજ્ય કરે અને એક દેશ ઉપર બીજા દેશને રાજ્ય ચલાવવાનો જરા પણ હક નથી. આપણા દેશ પર આપણા દેશમાં જેઓ વસતા હોય એટલે જે હિંદુસ્તાનીઓ હોય તે જ રાજ્ય કરી શકે. આપણા દેશ પર આપણે જ રાજ્ય કરી શકીએ. આપણે રાજ્ય કરતા જ હતા પણ તે કેવી રીતે ગયું? શા માટે તે જવા પામ્યું? ભાઇઓ અત્યારનો સમય કેવો છે તે તમે જાણો છો, આપણે કેવી રીતે રાજ્ય ગુમાવ્યું છે તે હવે સમજાવવું પડે એમ નથી. અસલ હિંદમાં હિંદુઓનું રાજ્ય હતું અને પછી મુસલમાનોના

આવવાથી અહીં સેંકડો વરસો સુધી મુસલમાની રાજ્ય ચાલતું હતું. મુસલમાનોએ અહીં આવીને આ દેશમાં પોતાનાં ઘરબારો કર્યાં એટલે સેંકડો વરસ સુધી એમનું રાજ્ય ચાલ્યું. અંગ્રેજો આવવા અગાઉ અહીં હિંદમાં એવા લોકોનાં રાજ્યો હતાં કે જે લોકો હિંદને પોતાનો દેશ ગણીને રહ્યા હતા અને તેથી રાજ્ય કરતાં દેશની ઉન્નતિને માટે જ અહર્નિંશ પ્રયત્નો કર્યા કરતા હતા. અંગ્રેજોએ કેવી રીતે હિંદનું રાજ્ય મેળવ્યું હતું તે સમજાવ્યું હતું.

## આપણો જન્મસિદ્ધ હક્ક

પંડિતજીએ આપણો જન્મસિદ્ધ હક્ક શું છે તે સમજાવતાં જણાવ્યું હતું કે આપણી પર રાજ્ય કરવાનો કોઇનો હક્ક જ નથી. આપણા દેશની વ્યવસ્થા ચલાવવાનો આપણો એટલે હિંદુસ્તાનીઓનો જ હક્ક છે. એ આપણો જન્મસિદ્ધ હક્ક છે અને આપણે આપણો હક્ક સ્થાપિત કરવાને માટે જે જે ભોગો આપવા પડે તે તે આપવાના છે. હિંદમાં હિંદના જ લોકોનું રાજ્ય હોવું જોઈએ, નહિ કે વિદેશીઓનું. આપણા દેશમાં રાજ્ય ચલાવી શકે, ગવર્નરપણું કરી શકે, વાઇસરોયપણું કરી શકે એવા ઘણા પુરુષો પડયા છે છતાં આજે આપણે વિદેશી અમલ હેઠળ હોવાથી આપણો રાજ્યવહિવટ કેવા લોકોના હાથમાં સોંપાય છે અને એ લોકોને કેવા મોટા પગારો હિંદમાંથી મળે છે તે કંઇ અજાણ્યું નથી. આ પ્રમાણે દૂધની ખરી મલાઈ તો પાણીમાં જાય છે અને સિવિલિઅનોને તે બધું મળે છે. તેમાં પણ અંગ્રેજ સીવીલીઅનો મોટો પગાર ખેંચી જાય છે. લશ્કરમાં પણ એ જ પ્રમાણે છે અને તેમાં પણ એ ગોરાઓને જ બધું મળે છે. વળી વેપારમાં પણ તેમને જ અગ્રસ્થાન આપવામાં આવે છે અને વેપારમાં પણ એ લોકો અહીંથી કરોડો રૂપિઆ વિદેશ લઇ જાય છે. આ પ્રમાણેના રાજ્યવહિવટથી આપણા દેશને અત્યાર સુધી ઘણું સહન કરવું પડયું છે. માલની લાવજા કરવા માટે વિદેશી જહાજો અને તેમાં પણ અંગ્રેજોના ઘણાં

જહાજો અને તેની મારફત માલની લાવજા થાય એટલે એ રીતે પણ કરોડો રૂપિઆ અહીંથી જાય છે. ત્યાર પછી બેંકીંગ ખાતું અને તેમાં પણ અંગ્રેજોની બેંકો અને અંગ્રેજોની કંપનીઓ જ એ બધું ભોગવે છે અને આપણા લોકોને એ બધી બાબતમાં ઘણુાજ પછાત પડવું પડે છે. આટલું છતાં અંગ્રેજો હજી અહીં જે રાજ્ય ચલાવી શકે છે તેનું કારણ માત્ર એક જ છે કે એ લોકો ઘણા જ સાહસિક છે અને ભરદરિયામાં અનેક સંકટો ખેડીને અહીં વેપાર કરવા આવી એ લોકોએ અહીંનું રાજ્ય લીધું છે પણ અન્યાયથી જ્યારે રાજ્ય ચલાવવા લાગ્યા ત્યારે આપણા લોક જાગ્યા અને પોતે જે ગુમાવ્યું હતું તેનું ભાન થયું. હિન્દીઓ અંગ્રેજ સાથેની સરખામણીમાં કંઇ પછાત પડે એવા નથી અને આપણા લોકોની સંખ્યા પણ ઘણી જ મોટી છે એટલે તેમાં હિન્દીઓ ગભરાઈ જાય એમ નથી પણ લોકોની સ્થિતિ કેવી છે તે સમજવાનું છે. આપણા લોકોમાં એવી જે બદીઓ દાખલ થઇ જવા પામી કે જેથી વિદેશી વસ્તુઓ વાપરતા આપણા લોક થયા અને તેટલું જાણે ઓછું હોય એમ દારૂ વળી દાખલ થયો. આવી સ્થિતિમાંથી મુક્ત થવા માટે હું તમને એ જ પુછું છું કે બોલો સ્વરાજ્ય જોઇએ છે કે નહિ ?

લોકોનો જવાબ–જોઇએ છે.

પંડિતજી–મોટેથી બોલો સ્વરાજ્ય જોઇએ કે નહિ ?

લોકોનો જવાબ–હા, સ્વરાજ્ય જોઇએ છે.

પંડિતજીએ વધુમાં જણાવ્યું કે તો પછી આ સ્વરાજ્ય માટેની જ હાલની લડત છે અને તેથી એ લડતમાં સઘળા જોડાઇ જાઓ અને આગળ ચલાવો. એમાં હવે તમને વારે ઘડીએ શું કહેવું પડે ? તમારી સામે રાષ્ટ્રીય કાર્ય તો પડેલુંજ છે અને સ્વરાજ્યની લડત ચાલુ જ છે તો તેમાં જોડાઇ અને અહિંસાત્મક રીતનો કાર્યક્રમ આગળ ચલાવી લડતને ફતેહમંદ બનાવવાની છે અને એ પ્રમાણે કરીને

સ્વરાજ્યની લડત જોસભેર ચલાવો અને સ્વરાજ્યની પ્રાપ્તિ કરો. એને માટે જે અંતિમ ભોગો આપવા પડે તે આપજો અને જેલમાં જવું પડે તો તેમ પણ કરવાનું. ભાઇઓ અને બ્હેનો, મારે જે કહેવાનું હતું તે મેં તમને કહ્યું છે એટલે હવે તમે હાલની લડતનું રહસ્ય સમજી ગયા હશો એ જ સ્થિતિમાં ચાલુ રહેવું છે કે તેમાંથી મુક્તિ મેળવી સ્વતંત્રતા પ્રાપ્ત કરવી છે? આજે કરોડો લોકો ભૂખે મરે છે એમનો ભૂખમરો દૂર કરવો છે કે નહિ? એને માટે વિદેશી કાપડનો બોયકોટ કરો અને સ્વદેશીનો પ્રચાર કરો. ગલત વાતો તરફ ધ્યાન નહિ આપતાં દેશ તરફની તમારી જે ફરજ છે તે અદા કરો; અને ધીરજ, હિંમત તથા શાંતિ રાખીને તમારી સમક્ષ પડેલું દેશકાર્ય આગળ ચલાવો અને ભારતવર્ષની લાજ રાખો; અને સ્વતંત્રતાનું જે ધર્મયુદ્ધ છે તે આગળ ચલાવો; અને તેમ કરીને સ્વતંત્રતા પ્રાપ્ત કરો. જો કોઇ એમ કહેતું હોય કે આપણે રાજ્ય કરવાને લાયક નથી અને આપણો રાજ્ય કરવાનો હક નથી તો તે જરા પણ માનવું નહિ. હું સ્પષ્ટ રીતે તમને સમજાવવા માગું છું કે જે લોકો એમ કહે છે એ લોકોને એ પ્રમાણે કહેવાનો જરા પણ હક નથી. આપણા દેશમાં રાજ્ય કરવાનો માત્ર આપણો જ હક છે અને બીજા કોઇનો નહિ. આપણો એ જન્મસિદ્ધ હક છે અને તેને માટે જે ભોગો આપવા પડે તે આપજો અને જેટલાં દુઃખો સહન કરવાં પડે એટલાં દુઃખો સહન કરીને પણ આપણી લડત આગળ ચલાવી સ્વરાજ્યની પ્રાપ્તિ કરજો. ઇશ્વર તેમાં સહાય થાય એવી મારી પ્રાર્થના છે.



# પંડિતજી આઝાદ મેદાનમાં.

[ મુંબઇની પ્રાંતિક મહાસભા સમિતિના આશરા હેઠળ એક જાહેર સભા તા. ૧૨-૮-૩૦ ની સાંજે ૬-૩૦ કલાકે આઝાદ મેદાનમાં શ્રીમતી હંસા મહેતાના પ્રમુખપણા હેઠળ મળી હતી. જે વેળા પંડિત મદનમોહન માલવીયાએ મનનીય ભાષણ કર્યું હતું. સભાનો સમય થવા અગાઉ સેંકડો માણસો મેદાનમાં એકઠાં થઇ ગયાં હતાં અને સભાનો સમય થતાં લોકોની સંખ્યા હજારો જેટલી થઇ હતી. સ્ત્રીઓની પણ મોટી સંખ્યામાં હાજરી હતી. સમય થતાં રાબેતા મુજબનાં રાષ્ટ્રીય ગીતો શરૂ થયાં હતાં અને લગભગ સાત વાગે પંડિતજી જાણીતા આગેવાનો સાથે આવી પહોંચતાં તેમને તાળીઓના ગડગડાટથી આવકાર આપવામાં આવ્યો હતો. ]

## પંડિતજીનું ભાષણ

બ્હેનો અને ભાઇઓ,

જે ભાઇઓ એક ખુણામાં ઉભેલા છે તેઓ બેસી જાય તો સારૂં. હું આપને એ કહેવા માગું છું કે પાંચ માસમાં દેશમાં જે કાર્ય થયું છે તેની સમાલોચના કરવી. મહાત્માજીએ પણ આટલું બધું કાર્ય થઇ જશે એવી વકી નહિ રાખી હોય પણ તેમણે જે અનેક વર્ષ તપશ્ચર્યા કરી તે ભગવાને સાંભળી છે અને તેનું ફળ આજે આપણે જોઇએ છીએ. ભારતવર્ષમાં જબરદસ્ત પરિવર્તન થયું છે. પેશાવરથી કન્યાકુમારી સુધી

અને કરાંચીથી હિંદના પૂર્વ સુધી બધે અજબ પરિવર્તન થએલું છે. કેટલાક તો અગાઉ એમ જ કહેતા હતા કે આ દેશમાં કાયદાનો સવિનય અનાદર થઈ શકશે જ નહિ પણ આજે એ લોકોએ પણ જોઇ લીધું કે આ દેશમાં જ્યારે પરિવર્તન થાય છે ત્યારે અંદર અંદરના ઝઘડા કાઢી નાખીને સૌ દેશકાર્યમાં જોડાઈ જઈ કાર્ય ચલાવવા લાગ્યા એ જ ખુશી થવા જેવું છે. હિંદુ, પારસી, મુસલમાન, શીખ અને સઘળા એક સાથે મળીને દેશની સ્વતંત્રતા માટેની જે લડત છે તેમાં જોડાઈ એક બીજાની સાથે જે કાર્ય કરી રહ્યા છે તે જોઈને ઘણી ખુશાલી થાય છે. હાલની લડતનું રહસ્ય હવે તમને સમજાવવું પડે એમ નથી, કારણ કે મુંબઈએ જે કાર્ય કરી બતાવ્યું છે એ જ બતાવી આપે છે કે લોકો તેનું રહસ્ય સમજી શક્યા છે. હાલની લડત દેશની સ્વતંત્રતા માટેની છે અને દેશમાં વસતા દરેક હિંદીની ફરજ છે કે તેણે દેશની લડતમાં પોતાનો ફાળો આપી પોતાની ફરજ અદા કરવી. દેશમાં અત્યારે એવું મોટું આંદોલન ચાલી રહ્યું છે કે જેને માટે હવે ઘણું કહેવાની જરૂર નથી. પણ જે અજબ પરિવર્તન અત્યારે થઇ રહ્યું છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સ્વરાજ્ય ઘણું જ નજદીક છે અને સ્વરાજ્ય જલદી આવી જશે એવી હવે આપણે આશા રાખી શકીશું. છેલ્લા ચાર પાંચ મહિનામાં ભારતમાં ચાલેલા કાર્યક્રમનો અહેવાલ આપી પંડિતજીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે ભાઇઓ અને બ્હેનો! ભારતવર્ષના લોકોએ હાલની લડત દરમિયાન જે શાંતિ અને નિડરપણું બતાવ્યું છે અને જેલોમાં જઇને તથા લાઠીઓના પ્રહારો સહન કરીને જે આત્મભોગો આપ્યા તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. પોણાબસો વર્ષથી અંગ્રેજો અહીં આવ્યા છે અને વેપારથી તેઓએ અહીં શરૂઆત કરીને પછીથી રાજ્ય કરવા લાગ્યા, તેટલા વરસમાં દેશ ઘણો જ કંગાળ અને ગરીબ થઈ ગયો અને વિદેશી અમલને લીધે અહીનો વેપાર અને ઉદ્યોગહુન્નર પણ પડી ભાગ્યા. લોકોની

દશા પણ દિવસે દિવસે એવી થઇ ગઇ કે જેથી કરોડો લોકો ભૂખે મરવા લાગ્યા અને ગુલામગીરીની દશામાં આવી પડયા. આ દશા જોઈને મહાત્મા ગાંધીજીને ઘણું દુઃખ થયું અને તેમણે ઠેર ઠેર ફરીને લોકોની દશા તપાસી અને દેશની ઉન્નતિ માટેનો માર્ગ બતાવ્યો.

## સ્વરાજ્ય એટલે ?

દેશની રાજકીય પરિસ્થિતિ સમજાવી પંડિતજીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે લાહોરની કોંગ્રેસે તેથી સંપૂર્ણ સ્વતંત્રતા માટેનો ઠરાવ કર્યો અને ચાર પાંચ મહિનાથી દેશમાં જેની અજબ અસર થઈ છે અને આજે આખો દેશ એક જ બાબત ઇચ્છી રહ્યો છે અને તે એ જ કે હિંદમાં વિદેશીઓનું નાહ પણ હિંદીઓનું જ રાજ્ય જોઈએ. બોલો આપણા દેશમાં આપણું રાજ્ય હોવું જોઈએ કે બીજાનું? લોકોનો જવાબ–'આપણું.' તો એને જ સ્વરાજ્ય કહેવાય. આપણા દેશનો રાજ્યવહિવટ આપણે કરીએ એને જ સ્વરાજ્ય કહેવાય. સ્વરાજ્ય એટલે કંઈ હિંદુઓનું કે મુસલમાનોનું રાજ્ય નહિ પણ હિંદુ–પારસી–મુસલમાન–શીખ–ગુરખા વિગેરે જે બધા હિંદુસ્તાનમાં રહેતા હોય એમનું રાજ્ય. એ બધાએ એક સાથે મળીને રાજ્ય કરવાનું છે. સ્વરાજ્ય મેળવવાને માટે જે કાર્ય કરવાનું છે તે તમારી સમક્ષ પડેલું છે અને તે કાર્ય કંઈ હવે અજાણ્યું નથી. જે જે રાષ્ટ્રીય કાર્ય તમારી સમક્ષ પડેલું છે તે આગળ ચલાવવાનું છે. તમે જાણો છો કે રાષ્ટ્રીય કાર્યનો ભાગ બ્રિટિશ માલના બહિષ્કારનો છે. આપણા દેશના કરોડો રૂપિયા વિદેશી કાપડની વપરાશથી વિલાયત જતા હતા તે હવે દેશી કપડું વાપરવાથી અને સ્વદેશીને ઉત્તેજન આપવાથી નહીં જશે. બોયકોટનું જે કાર્યક્રમ છે તે બરાબર રીતે પરિપૂર્ણ કરવાનો છે અને જે રાષ્ટ્રીય કાર્ય કરો તેમાં શાંતિ અને અહિંસા જે મહાત્માજીએ બતાવેલાં છે તેનું બરાબર પાલન કરજો. તેઓ જે માર્ગ બતાવે છે તેમાં હિત જ છે એમ સમજીને એમણે બતાવેલે માર્ગે આગળ ચાલવાનું છે.

## સુલેહની ચર્ચા

હાલમાં પંડિતજી મહાત્માજીની સાથે જેલમાં મસલત કરી રહ્યા હશે. અને મી૦ જયકર તથા ડૉ૦ સપ્રુએ પણ તેમની સાથે મસલત ચલાવેલી છે. એની ચિંતા તમારે રાખવાની નથી. મહાત્માજી જે કરશે તે ઠીક જ કરશે એમ સમજીને તેઓ જે માર્ગે કાર્ય કરવા કહે તે જ માર્ગે આપણે કાર્ય કરવાનું છે. સુલેહની વાતચીતથી સારા પરિણામની આશા રાખો. આજ વર્ષમાં સિદ્ધિ થશે એની ખાત્રી રાખો અને તમારે જે કાર્ય કરવાનું છે તે કરો. કાર્ય કરી તમારી ફરજ અદા કરો. પરદેશી કાપડનો મોહ છોડો અને સ્વદેશી કપડાં વાપરો અને હિંમત રાખીને દેશનું કામ આગળ ચલાવી સ્વરાજ્યની પ્રાપ્તિ કરો. સ્વરાજ્યનું રહસ્ય સમજાવી છેવટે પંડિતજીએ શાંતિથી રાષ્ટ્રીય કાર્ય આગળ ચલાવવા અને સ્વરાજ્ય આવે નહિ ત્યાં સુધી જંપીને નહિ બેસવા અપીલ કરી હતી.

છેવટે પંડિતજીનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

# હિંદી મીલઉદ્યોગ આબાદ કેમ બને?

[ધી બોંબે કોટન મરચંટસ એન્ડ મુકાદમ્સ એસોસીએશન લીમીટેડ અને ધી બોંબે કોટન બ્રોકર્સ એસોસીએશન લીમીટેડના ભેગા આશ્રરા નીચે રૂના વેપારીઓની એક પ્રચંડ જાહેર સભા તા. ૧૪–૮–૩૦ ના રોજ બપોરના ૧૨ વાગે શીવરી ઉપર આવેલા કોટન એકસચેંજના હોલમાં મળી હતી. જે વેળા શ્રીયુત પંડિત મદનમોહન માલવીયા અને શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલે રૂનો વેપાર સ્વરાજ્ય કાર્યમાં કેવી રીતની મદદ કરી શકે તે વિષય ઉપર તથા હાલની સ્વરાજ્યની પ્રવૃત્તિ ઉપર ભાષણો કર્યાં હતાં. સર પરશોતમદાસ ઠાકોરદાસે સભાનું પ્રમુખસ્થાન લીધું હતું. બધાઓ વક્તાઓને બરાબર સાંભળી શકે તે માટે લાઉડ સ્પીકરની ગોઠવણ કરવામાં આવી હતી.]

ભાઇઓ:

આજે અત્રે ભાષણ કરવાનું આમંત્રણ મેં કંઈક સંકોચ સાથે સ્વીકાર્યું છે, કેમકે વેપારી બાબતોમાં હું કંઇ નિષ્ણાત નથી. છતાં તમારા આગ્રહને વશ થઇને મેં આ આમંત્રણ સ્વીકાર્યું છે. હિંદના ઈતિહાસમાં હાલના જેવો વખત અગાઉ કદી હતો નહિ. આગલા જમાનામાં હિંદ પોતાનું કાપડ પોતે જ બનાવતું હતું એટલું જ નહિ પણ બીજા દેશો ખાતે પણ પોતાનું કાપડ નિકાસ કરતું હતું. પણ હાલ તો આપણે આપણા કાપડ માટે પરદેશો ઉપર

આધાર રાખવો પડે છે, પણ ખુશીની વાત છે કે દેશમાં હાલ જ્યારથી છુટાપણાની લડત શરૂ થઈ છે ત્યારથી મુંબઈના વેપારીઓ પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને આ લડતમાં જોડાયા છે તે જોઈને મને આનંદ થાય છે. હિંદમાં ૬૦ લાખ ગાંસડી જેટલું રૂ દર સાલ થાય છે. હિંદમાં પાંચ હજાર વરસ પહેલાં પણ સુતરનો વેપાર થતો હતો. હિંદ માટે જ નહિ પણ પરદેશો ખાતે મોકલવા માટે પણ કાપડ તૈયાર થતું હતું. ત્યારે હાલ આપણને આપણા કાપડ માટે પરદેશો ઉપર શા માટે આધાર રાખવો પડે છે? તેનું કારણ ફક્ત આપણા વેપારીઓનો સ્વાર્થ છે પણ તે વેપારીઓ હવે પોતાનો સ્વાર્થ છોડીને દેશની લડતમાં જોડાયા છે. વળી પરદેશી કાપડના બહિષ્કારની હિલચાલ પણ મોટા પાયા ઉપર ચાલુ છે ત્યારે સ્થિતિ એવી ઉભી થવી જોઈતી હતી કે જ્યારે હિંદી મીલોના કાપડનો મોટો ઉઠાવ થવો જોઇતો હતો અને એવી આશા રાખવામાં આવી હતી કે માગણીને પહોંચી વળવા માટે બે કે ત્રણ શીફ્ટમાં કામકાજ ચાલુ રાખવું પડશે, પણ અહીં તો મામલો તદ્દન જુદા જ પ્રકારનો જોવામાં આવે છે. હિંદી મીલોનો સ્ટોક તો હજુ એમજ પડયો છે અને કાપડની માગણી જ મંદ પડી ગઈ છે. આ બધાનું કારણ શું છે તે આપણે શોધી કહાડવું જોઇએ. આગળ બોલતાં તેમણે કાપડના વેપારની મંદીનાં કારણો બાબતે વિવેચન કરતાં કાપડ ઉપરની જકાતો, વેપારીઓ અને મીલોના નફાઓ વગેરે બાબતો ઉપર વિવેચન કરી જણાવ્યું કે એ બધાના પરિણામે દેશનો ખેડુતવર્ગ જે હિંદની વસ્તીના ૮૦ ટકા જેટલો છે તે નિર્ધન થઇ ગયો છે. અને તેની ખરીદશકિત કમી થઈ ગઈ છે. જેથી હાલ બધા વેપારોની મંદી જણાય છે. તેમણે જણાવ્યું કે જાપાને ૫૦ વરસમાં પોતાના દેશમાં અનેક સુધારા વધારા કરી પોતાના દેશને એક આગેવાન મુલકની પંક્તિમાં મુકી દીધો છે. તેમણે જણાવ્યું કે હિંદમાં ૬૦ લાખ ગાંસડી જેટલો રૂ નો પાક થાય છે તેમાંથી ૩૦ લાખ ગાંસડી જેટલો

જથ્થો પરદેશ જાય છે જે આપણે માટે શરમાવનારી બીના છે. હિંદમાંથી એક પણ ગાંસડી હિંદની બહાર ન જાય તેવી સ્થિતિ ઉભી થવી જોઈએ તેમણે મુંબઈના મીલમાલેકો બાબતમાં વિવેચન કરતાં જણાવ્યું કે મીલમાલેકો અને મીલકામદારોએ બંને એક વેપાર ઉદ્યોગના બે જુદાં જુદાં અંગો છે અને બેમાંથી એક પણ અંગ નબળું હોય ત્યાં સુધી તે વેપાર ઉદ્યોગ નબળો રહેશે. તેમણે જણાવ્યું કે અમદાવાદના મીલમાલેકો સારો નફો કરે છે. જ્યારે મુંબઈના મીલમાલેકો ખોટની બૂમ મારે છે, તેનું કારણ મને તો એ લાગે છે કે તેઓ શેઠાઈમાં તણાઈ જાય છે. તેઓએ મોટા સાહેબો ન થતાં છોટા સાહેબો બનવું જોઈએ. પરદેશી કાપડ દશ આનાથી ઓછી કિંમતે રતલને ભાવે મળે છે. જ્યારે આપણા મીલમાલેકોને બાર આનાથી ઓછો ભાવ પોષાતો નથી. આથી તેઓએ છોટા સાહેબ થઈ વધારે જેહમત ઉઠાવવી જોઈએ અને પહેલાં અમદાવાદના મીલમાલેકો સાથે હરિફાઈ કરી તે પછી પરદેશી કાપડ સાથે હરિફાઈ કરી વિજય મેળવવો જોઇએ.

આગળ બોલતાં તેમણે પાકો ઉગાડનારાઓને પોતાના પાક ઓછી કિંમતે કહાડી નાખવાની ફરજ ન પડે તે માટે તેઓને બેંકીંગની સગવડ કરી આપનારી સંસ્થાઓની જરૂરીઆત છે, તેમણે જણાવ્યું હતું કે હિંદનો રૂનો વેપાર એક અનાથ બાળક જેવો છે. આપણી સરકાર રૂના વેપારના રક્ષણ માટે નથી. કેમકે જો તેમ હોત તો તે કહેત કે આ વર્ષે રૂના પાકનો મોટો સ્ટોક પડેલો છે તેથી ખેડુતોએ આ વર્ષે રૂનો પાક ફક્ત અર્ધો પાક ઉગાડવો. પણ આપણી સરકાર તેમ કરતી નથી કેમકે તેનું વલણ તો ઈંગ્લાંડને સસ્તું રૂ મળે તેવું જણાય છે. તેમણે એ પછી સઘળાઓને બની શકે તો કાંતવાની અને હાથથી વણેલું કાપડ વાપરવાની અરજ કરી હતી અને જણાવ્યું હતું કે કાપડ સૌથી શ્રેષ્ઠ છે. તે પછી બીજે નંબરે સ્વદેશી મીલોનું કાપડ વાપરવું પણ પરદેશી મીલોનું કાપડ તો કદી

વાપરવું નહિ. તેમણે દેશના વેપારીઓને રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાનો અને હિંદમાંથી એક પણ ગાંસડી પરદેશ ખાતે જવા ન પામે તથા હિંદની મીલો ડબલ શીફ્ટમાં કામ કરે અને બધા હિંદી રૂનું કાપડ બનાવે તેવો પ્રબંધ કરો. આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે આપણા દેશનું રૂ પરદેશ ન જાય તે માટે પાંચ સાત કરોડ રૂપિઆની થાપણ સાથની સીંડીકેટ ઉભી કરવી. સરકારને તો તેની લોનમાં કરોડો રૂપિઆ મળી ગયા છે, ત્યારે શું તમારી સીંડીકેટ માટે એટલાં નાણાં નહિ મળે? તમારે ગભરાવું નહિ. તમે જે ઝંડો ઉઠાવયો છે તેને કદી નીચે પડવા નહિ દેતા. એવી રીતે વર્તશો તો તમે સ્વરાજ્ય જલદી મેળવી શકશો. વિદેશી કાપડનો વેપાર બંધ કરો. સ્વદેશી કાપડના ઉદ્યોગને અને વેપારને બને તેટલો આગળ વધારો અને તે માટે તમો બધા સાથે મળીને વિચાર કરો અને સાથે મળીને કામ કરો. એવી રીતે કામ કરવાથી જ તમો પૂર્ણ સ્વરાજ્ય જલદી મેળવી શકશો.

# ઘાટકોપરમાં ભાષણ

[ ઘાટકોપર ગ્રામ્ય મહાસભા સમિતિના આશરા નીચે શનિવાર તા૦ ૧૬–૮–૩૦ ની બપોરે ચાર વાગે નવા ઉપાશ્રય હોલમાં એક જાહેર સભા મળી હતી. જે સમયે હજારો ભાઈઓ તથા ચાર હજાર બ્હેનોએ હાજરી આપી હતી. પુજ્ય માલવીયાજી અને શ્રી વિઠ્ઠલભાઇ બરાબર ચાર વાગે આવી પહોંચ્યા હતા જેમને લોકોએ અજબ ઉત્સાહથી વધાવી લીધા હતા. પાંચ મિનીટ સુધી " માલવીયાજી કી જે " અને " વિઠ્ઠલભાઇ કી જે " ના પોકારો ચાલુ રહ્યા હતા એટલે ભાઇ ચંદુલાલે બધાને શાંત કર્યા હતા. ]

આજકાલ હિંદમાં સ્ત્રીઓનો ઉત્સાહ જોઈ મને બહુ સંતોષ થાય છે. પરમેશ્વરનો આભાર માનો કે આ ચળવળમાં બધા ભાગ લઈ રહ્યા છે. રાજ્યનીતિ જ્યાં ઠીક હોય ત્યાં જ ધર્મ પણ ચાલે છે અને રક્ષણ પણ થાય છે. સ્ત્રીઓની ધરપકડ થઇ રહી છે. યુ. પી. માં, પંજાબમાં દરેક ઠેકાણે સ્ત્રીઓ જેલમાં જઇ રહી છે. આવી રીતે દેશની સ્ત્રીઓ આ લડતમાં ભાગ લઈ રહી છે. દેશને જરૂર પડે દરેક સ્ત્રી પોતાના પુત્ર, પતિ, પિતાને પોતાની સહાય આપશે અને દેશના કામકાજમાં પડી જશે. આગળ ચાલતાં જણાવ્યું હતું કે ઘાટકોપર પાસે આ હોલ બહુ સુંદર અને મોટો છે તેનો લાભ લઈ દર અઠવાડિયે સઘળા ભાઈઓ તથા બ્હેનો એકઠા થાઓ અને ચાલુ લડત ધપાવ્યે રાખવા નિશ્ચય કરો. વિદેશી કાપડનો

ત્યાગ કરો. ખરેખર ફરીને દરેકને વિદેશી વસ્તુ નહિ ખરીદવા સમજાવો. આપણું રાજ્ય થવાથી આપણા ધર્મની રક્ષા થાય છે. આજે અંગ્રેજો ઉંચા ઉંચા દરજ્જા પર છે તે પૈસા જો હિંદને મળે તો પૈસા બચી જાય. આજે કરોડો લોકોને એક વખતનું ભોજન મળતું નથી તેનું કારણ બ્રિટિશ રાજ્ય છે. સ્વરાજ્ય મેળવીએ તો જીવન સુધરે. ધનની રક્ષા થાય. માટે હું આશા રાખું છું કે દરેક બ્હેનો સંકલ્પ કરી દે કે સાપ કાંચળીને છોડી દે છે તેમ વિદેશી વસ્ત્રોને છોડી દરેક બ્હેન સુતર કાંતે. ઓછામાં ઓછા દરરોજ ચારથી છ કલાક સુધી સુતર તૈયાર કરો અને દેશની લક્ષ્મીને બચાવો. સુતર કાંતવામાં પવિત્ર ભાવ રહે છે, બહુ સારી શક્તિ આવે છે. માટે સ્ત્રીઓએ પોતાનો પુરો હિસ્સો આપવો હોય તો સ્વદેશીનો પ્રચાર કરો, સુતરના ઢગલા કરો અને પરદેશી માલનો ત્યાગ કરો. પ્રભુભક્તિ સાથે દેશનાં ગીત ગાઓ. છેવટે જણાવ્યું હતું કે બળવાન બનો અને જે પ્રકારે શરીરમાં તાકાત વધે તેવી કસરત કરો. સૂર્યને નમસ્કાર કરીને, ગરબા ગાઇને શરીરને કસરત આપો. સીતાજી, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈના જીવનને નજર આગળ રાખો. દેશનું જે કામ ભવિષ્યમાં આવી પડે તેમાં ખડા થઈ જાવ. ડરશો કે ભાગશો નહિ, પણ હિંમતવાન બનો અને મરણનો ભય દૂર કરો.

ત્યાર બાદ મહેમાનોને સુતરના હારોથી ઢાંકી દઇ સભા વિસર્જન થઇ હતી.

# વીલે પારલેમાં ભાષણ

[ તા૦ ૧૬-૮-૩૦ ને દિવસે શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ તથા પંડિત માલવીયાજી સાંજે પારલા છાવણીમાં પધાર્યા હતા. તેમનાં ભાષણો સાંભળવાને સ્ત્રીઓ અને પુરૂષોની હાજરીથી છાવણી ચીકાર થઇ ગઇ હતી, લોકોએ નેતાઓને આવતાં વેંતજ વધાવી લીધા. ]

## પંડિત માલવીયાજી

**વીલેપારલેમાં** જે કામ થયું છે તે સાંભળી હું પ્રસન્ન થયો છું. જો હું વીલેપારલે ન આવું તો મુંબઈની મારી યાત્રા અધુરી રહી જાય. મુંબઈમાં કામ ઘણું થાય છે પણ તે બધાનું મૂળ તો વીલેપારલે. અહીં તમે સૌ બ્હેનો અને ભાઇઓ ઉત્સાહથી કામ કરી રહ્યા છો. બ્હેનો પણ હવે તો નીકળી પડી છે. આજ સુધી પુરુષો રાજ કરતા હતા, તેમની રાજ્યપદ્ધતિમાં સ્વાભાવિક રીતે દોષો રહી જતા પણ હવે તો બ્હેનો બહાદુરી બતાવી રહી છે. હવે તેઓ જાતેજ આત્મરક્ષા કરશે અને ભાઇઓને પણ તારશે. બ્હેનો ભાગ કેમ ભજવી શકે તેનો નમુનો અહીં નજરો નજર જોવામાં આવે છે. હું પ્રાર્થના કરૂં છું કે તમારો ઉદય થાઓ, શકિત વધો, તમે સહુ દ્રઢતા ધારણ કરો.

અહીં આજ સુધીમાં જે કામ થયું છે તેનો લેખિત અહેવાલ મને મળ્યો છે. જો આવું કામ બીજાં કેંદ્રોમાં પણ થાય તો સ્વરાજ સારૂ વિલંબ નહિ રહે. જે કામ થયું છે તે બહુ પ્રશંસનીય છે.

બ્હેનોને સારૂ તો એટલું જ કહેવાનું કે તમે સૌ સુતર કાંતો, સુતર કાંતવાથી, રેંટિયા ચલાવવાથી ખાદી ઉત્પન્ન થશે. ખાદીની પેદાશથી વિદેશી કાપડનો બહિષ્કાર સધાશે અને ૬૬ કરોડ રૂપિયા બચશે. મીલોમાં જઇ લોકો ધર્મહીન થાય છે, નીતિવિહિન બને છે, દુઃખી થાય છે, તેમને રેંટિયા ચલાવી બચાવી લેઇ મોટું પુન્ય હાંસીલ કરો. અંગ્રેજો આજે હિંદ પર સત્તા ઇચ્છતા હોય તો તેનું એક મોટું કારણ તેમનો હિંદ સાથેનો વ્યાપાર છે. છાસઠ કરોડની લાલચથી તેઓ અહીં ડેરા તાણી રહ્યા છે. સુતર કાંતવાથી ધન, ધર્મ અને સ્વતંત્રતા મળશે. આજથી જ બહેનો વ્રત લઇ લે. બહેનો તો મને આશા છે કે ઝીણું જ સુતર કાંતશે. પહેલાં તો હિંદમાં બહુ ઝીણું કાપડ થતું. આજે પણ બેઝવાડામાં એક આંધળી વૃદ્ધા છે તે અતિ ઝીણું સુતર કાંતે છે, બહેનોને ઇશ્વરે સામર્થ્ય, બુદ્ધિ, આપ્યાં છે. જો મન લગાવશો તો ઝીણું કાંતી શકશો. હું જ્યારે જ્યારે ખાદી જોઉં છું ત્યારે મારી આંખોને શીતળ જળના સ્પર્શ જેવો અનુભવ થાય છે. ખાદીધારી બહેનો તેમની વિદેશી કાપડ વાપરતી બહેનોને તે પાપમાંથી બચાવે. આપણા ઘરમાં ભાંડુઓ ભૂખે મરે અને બહારના પરદેશીઓને આપણે ખટાવીએ એ ક્યાંનો ન્યાય? આપણા દેશમાં આજે કરોડો ભૂખે મરે છે. આ બધાનું દુઃખ મટાડવા, રોજી આપવા મારી નમ્ર વિનંતિ છે કે તમે સૌ ખાદીને જ પરમ ધર્મ સમજો. હિંદમાં કુલ્લે પંદર કરોડ સ્ત્રીઓ છે, આવી મોટી સંખ્યામાંથી જો માત્ર એક કરોડ સ્ત્રીઓ જ નિયમપૂર્વક સુતર કાંતવાનું સ્વીકારે તો કેટલું બધું કામ થઇ જાય !

આજનું આપણું યુદ્ધ તો અહિંસાનું છે, સરકાર પાસે દારૂગોળો છે, તોપ છે, બંદૂકો છે. આ તો ગાંધીયુગ ચાલે છે. ગાંધીયુગથી આપણે અહિંસાની લડત આદરી છે. આપણી પાસે અહિંસક શસ્ત્રો છે. ગાંધીજીએ આપણને એક માત્ર સુતરના ધાગા વડે સ્વરાજ્ય જીતવાનું

શીખવ્યું છે. સુતર એજ આપણી તોપ છે, ગોળી છે. હવે તમે સુતરના ધાગાને પણ પકડશો નહિ તો સ્વરાજ્ય કેમ આવશે?

અહીં બેઠેલા ભાઇઓને પણ હું કહું છું કે તમો પણ કાંતો, તમે શા સારૂ નહી કાંતો ? તમને બે હાથ છે, પગ છે, તમે ઘણો સમય ગપસપમાં અને પરચુરણમાં નકામો ગુમાવો છો. ગાંધીજી પોતે કાંતે છે તો પછી તમે શા સારૂ શરમાઓ? જાપાનમાં બાળકને નાનપણથી જ તસ્વીરો દોરતાં શીખવાય છે. આપણે અહીં પણ દરેક નાના મોટાઓએ રેંટિયો ચલાવતાં શીખવું જોઇએ. તમે સૌ આ સદેશો ઝીલશો ત્યારે જ અંગ્રેજોને ખબર પડશે કે હવે હિંદને સ્વરાજ આપવું પડશે. વાનર સેનાની લીલાથી તેને ગભરાટ છુટે છે. જેલમાં મારૂં સ્વાગત કરવા ૧૩ છોકરાઓ નવથી દશની ઉમ્મરના સ્ટેશન પર આવતા હતા. તેમને માજીસ્ટ્રેટે કાયદાભંગ કરવા સારૂ પકડયા. હું ગયો ત્યારે કોર્ટમાં સૌ ગીતો ગાતા, મઝા કરતા બેઠા હતા. માજીસ્ટ્રેટે તેમને છોડી દેવા કહ્યું. તેમણે કહ્યું કે જાઓ, ભાગો, પણ તેઓ તેમ જવા નહોતા ઇચ્છતા. તેમના ત્રણ રાષ્ટ્રીય વાવટા સારૂ તેમણે માગણી કરી. આખરે તેઓ ન્યાય મેળવીને ગયા, આવી વાનર સેનાને કોણ પકડશે.

૭ મહિનામાં સ્વરાજ્ય આવશે તેમાં કાંઈ સંદેહ નથી. તમારો ઉત્સાહ ઢીલો ન થવા દેશો. ઘીના દીવામાં જેમ ઘી રેડી બળતો રાખો તેમ તમે તમારૂં કામ જ્વલિત રાખજો. તમારો મનોરથ સફળ થાઓ.

તે પછી સભા વિસર્જન થઇ હતી.

# શ્રી કૃષ્ણ જન્મ સંબંધી કથા

[ કૃષ્ણ જયંતિને અંગે એક જાહેરસભા ચોપાટીની રેતીમાં મળી હતી. જે વેળા પંડિત મદનમોહન માલવીયાજીએ ભગવાન શ્રી કૃષ્ણના જીવનચરિત્ર ઉપર અને જન્માષ્ટમી સંબંધી પ્રવચન કર્યું હતું અને શ્રી કૃષ્ણજન્મનું રહસ્ય સમજાવ્યું હતું. ]

પંડિતજીએ " નમો ભગવતે વાસુદેવાય " ના શ્લોકથી કથાની શરૂઆત કરી હતી અને આગળ ચાલતાં જણાવ્યું હતું કે શ્રીકૃષ્ણ ભગવાનનો જન્માષ્ટમીને દિવસે જન્મ થયો હતો તેનું રહસ્ય સમજવા જેવું છે. પંડિતજીએ તે પછી એક એક શ્લોક વાંચી જઇ તેનો અર્થ સમજાવ્યો હતો અને આગળ ચાલતાં જણાવ્યું હતું કે જ્યારે દુનિયામાં અનર્થ વધી જાય છે ત્યારે ભગવાનને અવતાર લેવો પડે છે. તે જ પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાનને પણ જન્મ લેવો પડયો હતો. કંસે કેદખાનામાં પુરી રાખેલા દેવકી વાસુદેવને ત્યાં કેદખાનામાં તેઓ જન્મ્યા હતા અને તેમના જન્મથી કંસને મોટી ફાળ પડી હતી. તે પછી કંસે અનેક ઉપાયો દ્વારા શ્રી કૃષ્ણનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો હતો પણ અંતે તે ફાવી શકયો નહતો. કૃષ્ણ ભગવાનની બાલક્રીડા, ભગવાનની લીલા, ગોપીઓનું રહસ્ય, બંસીનો ચમત્કાર વિગેરે સમજાવી પંડિતજીએ શ્રીકૃષ્ણ ભગવાનના જીવનનું રહસ્ય સમજાવી કથામાંથી યોગ્ય સાર ગ્રહણ કરવા સભાજનોને બોધ આપ્યો હતો અને છેવટે જણાવ્યું હતું કે તેમના જે

ભક્તો હતા તેમના પર સંકટો આવી પડે ત્યારે ભગવાન તેમને મદદ કરતા હતા. કંસના પાપનો ઘડો જ્યારે ભરાઈ ગયો અને તેણે જ્યારે ઘણા જ અત્યાચાર કરવા માંડ્યા અને પ્રજાને પણ ઘણી પીડા કરવા માંડી ત્યારે ભગવાને તેના જીવનનો અંત આણ્યો. મનુષ્યો જ્યારે અહંકાર અને હુંપદમાં આવે છે ત્યારે ઘણા જ ગર્વિષ્ટ બને છે અને અત્યાચારો કરી પાપ એકઠું કરે છે તેવખતે ભગવાન તેને પુરતો બદલો આપે છે. મનુષ્ય જેવાં કાર્યો કરે છે તેવો તેને બદલો મળે છે. પાપ કરતાં માણસો પાછા વળી જુએ એટલા માટે વિચારવાની તક ઇશ્વર સૌને આપે છે પણ જ્યારે મનુષ્યો અવિચારી બને છે અને પાપમાં જ આનંદ માને છે ત્યારે ઇશ્વિર તેને ઘટતો બદલો આપે છે અને અંતે એવા માણસોને પસ્તાવું પડે છે. એ જ પ્રમાણે રામાયણ, મહાભારત તેમજ અન્ય ધર્મ પુસ્તકોમાં મનુષ્યના કર્મ પ્રમાણે ઇશ્વરે તેમને બદલો આપ્યાનાં દૃષ્ટાંતો સમજાવી પંડિતજીએ છેવટે ગુલામગીરીની દશા કેવી હોય છે તેનો ખ્યાલ, પાંડવો જુગાર રમ્યા પછી ગુલામગીરીની જે દશામાં આવી પડ્યા તેનો એક અહેવાલ આપી સમજાવ્યું હતું. અને જણાવ્યું હતું કે અંતે સત્યનો જય છે અને ધર્મ એ જ રક્ષણકર્તા છે માટે આપણા ધર્મનો વિચાર કરી સત્ય અને નીતિને માર્ગે ચાલવાથી હંમેશાં ઇશ્વર આપણું ભલું જ કરે છે. નીતિને માર્ગે ચાલો અને સત્યને ખાતર આત્મભોગ આપો અને સત્યને ખાતર બધું જતું હોય તો તે જવા દેવું પણ સત્ય ન છોડવું એને સત્યાગ્રહ કહે છે. એ સત્યાગ્રહથી ઘણા તરી શક્યા છે અને મહાન કાર્યો કરી શક્યા છે માટે સત્યને છોડતા નહિ. પંડિતજીએ બે કલાક સુધી પ્રવચન કરી ૭ વાગે કથા પૂરી કરી હતી. બાદ તેમના ચરણસ્પર્શ માટે લોકોની ખૂબ પડાપડી થઈ હતી.

બાદ થોડીવારમાં પંડિતજીના વિદાય થયા પછી સભાજનો વિખેરાઇ ગયા હતા.

# સુરતનું ભાષણ

[ તા. ૧૯-૮-૩૦ ના રોજ પં૦ માલવીયાજી અને વિઠ્ઠલભાઇ પટેલ સુરત પધારતાં હજારો ભાઈઓ, બ્હેનો અને વોલંટીયરોએ તેમને સ્ટેશને તેમજ તેમના માનમાં કાઢવામાં આવેલા અપૂર્વ સરઘસ સમયે આવકાર દીધો હતો.

વોરા અને મુસલમાન ભાઈઓ ઉપરાંત પડદે રહેનારી બહેનોએ પણ થોડા વખતને માટે પડદો દૂર કરી આ મહાન દેશભક્તોના દર્શનનો લ્હાવો લીધો હતો. આશરે વીસ હજાર ભાઈઓ અને બહેનો સરઘસમાં જોડાયાં હશે. સરઘસ લાંબું હતું. પારસી ભાઈઓ અને બહેનો પણ સરઘસમાં જોડાયાં હતાં. પં. માલવીયાજીનાં નેત્રો આ સત્કારથી પ્રેમભીનાં થઇ ગયાં. બંને દેશભક્તોનાં ગળાં ફુલહારોથી ભરાઈ ગયાં હતાં. દોઢ કલાક સુધી સરઘસ ફર્યા પછી તે ડક્કા ઓવારે આવી પહોંચ્યું. ત્યાં ૭૫૦૦૦ ની માનવમેદની પં. માલવીયાજીનું અને વિઠ્ઠલભાઇ પટેલનું ભાષણ સાંભળવાને ઉલટી હતી ]

જે ઉત્સાહથી તમે મારૂં અને માનનીય વિઠ્ઠલભાઇનું સ્વાગત કર્યું છે એને માટે રોમે રોમથી તમારો આભાર માનું છું. તમારો પ્રેમ મારા પર આજે જાતીય ભાવથી ઢળે છે. તમારા ઉત્સાહથી ખાત્રી થાય છે કે હિંદ જલદીથી સ્વતંત્ર થશે.

## હિંદ બધાથી ઉત્તમ

હિંદ એ સર્વોત્તમ દેશ છે. આ દેશની બરોબરી કોઈ ન કરી શકે. અહીં ધાન્ય પાક છે. કપડાં માટે કપાસ થાય છે. બધા ધર્મોના પ્રતિનિધિઓ આ દેશમાં વસે છે. ઠંડીવાળા પ્રદેશો પણ અહીં છે. ગરમ પ્રદેશો પણ છે. ઇગ્લાંડમાં ઘઉં પાકતા નથી. કપાસ થતો નથી. હિંદુસ્તાન અને અમેરિકાથી ઘઉં ન જાય તો અંગ્રેજો ભૂખે મરે, હિંદ ઈજીપ્ત વિગેરેથી કપાસ ન જાય તો એમને પહેરવાનાં કપડાં ન મળે, હિંદમાં બધું થાય છે. ત્રીસ લાખ રૂની ગાંસડી દેશમાં રહે છે, ત્રીસ લાખ પરદેશ જાય છે. ફળફુલ, મેવો, અને કેટલાંક પ્રકારનાં ભોજન બધુંએ આ દેશમાં મળી રહે છે.

## આપણા મુલકના આપણે માલીક

હિંદ માતાની ગોદમાં ઉત્પન્ન થએલા બધા આપણે ભાઈઓ છીએ પછી તે ગમે તે ધર્મના હોય.

આ દેશમાં વસતા બધા લોકો આ દેશના માલીક છે. જે મુલકમાં ઈશ્વરે જેમને પેદા કર્યા તેજ તે મુલકમાં રાજ્ય કરી શકે. વિલાયતમાં અંગ્રેજ, જર્મનીમાં જર્મન, અરબસ્તાનમાં આરબ, તેવીજ રીતે હિંદમાં હિંદુસ્તાની રાજ્ય કરે એ ન્યાયની વાત છે. પરદેશી રાજ્ય ગમે તેટલું સારૂં હોય તો પણ તે તે દેશની પ્રજાનું જેવું ભલું જોઇએ તેવું ન ઇચ્છે. જો કોઈ સ્ત્રી બીજાના ઘરમાં આવીને કહે કે તું જમીન પર બેસ, હું ગાદી પર બેસીશ, મારા છોકરા ખુરશી પર બેસશે અને તારા છોકરા દરવાજા પર ચોકી કરશે તો કોઈ બહેન આ વાત કબુલ કરશે ખરી કે? આ બધી બ્હેનો એની સાથે લઢીને એને કહાડી મુકે, નોકર બનીને રહે તો કદાચ રાખશે પણ શેઠ તરીકે તો નહિજ. પરદેશી રાજાનો મુલક એને મુબારક. આપણો મુલક આપણને.

## હિંદુ અને મુસ્લીમ રાજાઓ

હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા ત્યારે પ્રજા સુખી હતી. તે

વખતે રામરાજ્ય હતું. મુગલના વખતમાં હિંદ આબાદ હતું. શાહજહાનની જાહોજલાલી તો જગમશહુર છે. એનું કારણ એ છે કે હિંદને એમણે પોતાનો દેશ માન્યો હતો. એમાંજ જન્મ્યા હતા અને દફન પણ એમાંજ થયા. અકબર વિગેરે મોગલ રાજાઓનાં આ કારણોથી વખાણ થયાં હતાં અને હજુ પણ થાય છે.

## હિંદ માટે શરમની વાત

અંગ્રેજો સુરતમાં પહેલવહેલા આવ્યા; હિંદુ મુસલમાનમાં એમણે ટંટો જોયો હિંદ મળ્યું એટલે એમણે ઘર કર્યું અને પછી ગમે તે ઉપાયોએ એમણે સલ્તનત કાયમ કરી. ૩૨ કરોડ હિંદીઓ વસવા છતાં ચાર કરોડ અંગ્રેજો એના પર રાજ્ય કરે એ હિંદને માટે શરમની વાત છે.

## નીમક-સંગ્રામ

મહાત્માજીએ સરકારને ચેતવણી આપી કે મીઠાનો કાયદો જુલ્મી છે, લોકોની મરજી વિરૂદ્ધ નંખાયો છે માટે એને દૂર કરો નહીં તો અમે એ કાયદો તોડીશું. સરકારે વિનવણી ન માની અને ઠેર ઠેર કાયદો છડેચોક તૂટયો. આપણે શાંતિથી લડવાનો નિશ્ચય કર્યો છે. હથિયાર ઉઠાવવું નથી.

## ધીરે ધીરે સ્વરાજ

અંગ્રેજો કહે છે કે હિંદીઓને ધીરે ધીરે સ્વરાજ આપીશું. એની પરીક્ષામાં પાસ થઈએ એટલે એઓ આપણને ઉપર ચઢાવશે. તમે નીમકહલાલ બનો. પોતાના બાપની મીલકત છોકરાઓ લેવા જાય ત્યાં તેને એમ કહે કે "તું લાયક થા ધીરે ધીરે તને મળશે" એ કેટલી નાલાયકીની વાત કહેવાય. અમે અમારાથી થશે તેવું રાજ્ય કરીશું પણ તેમનાથી તો તે સારૂં જ હશે.

## નાલાયકી ભરેલો રિપોર્ટ

સાઇમન રિપોર્ટ જેવો નાલાયકી ભરેલો કોઈ જોવામાં આવ્યો

નથી. એમાં નરી આપણી નાલાયકીની વાતો કરે છે. અંગ્રેજ સરકારે અનેક ખરીતા કર્યાં છે પણ સાઈમન રિપોર્ટ જેટલો ખરાબ તો એકે નથી. બધી સત્તા હિંદના હાથમાં જાય એ એને ગમતું નથી, પરંતુ આપણે તો સીધી વાત જોઈએ છે.

## હિંદીઓ હારી જાય તો

અંગ્રેજો પાસે તોપ, બંદુક, હવાઈ જહાજ અને બધું છે; આપણી પાસે કંઇ હથિયાર જ નથી. એ લોકો ૫૦૦ અંગ્રેજો પસંદ કરી લે અને આપણે ૫૦૦ હિંદીઓ પસંદ કરીએ; એમને જેવાં હથિયાર આપવામાં આવે તેવાં જ હથીયાર હિંદીઓને આપવામાં આવે. જો આ લડાઈમાં હિંદીઓ હારી જાય તો હું સ્વરાજની વાત કરવી મૂકી દઉં. મને પહેલાં લાગ્યું હતું કે ગાંધીજીએ આ લડત ઉપાડીને બહુ ભૂલ કરી છે પણ હવે મને લાગે છે કે એમાં ભૂલ નથી; કારણ કે પરમેશ્વર અમને દોરે છે.

## આવો જુસ્સો અમે કદી જોયો નથી

આટલા બધા ભાઇબ્હેનોને સ્વરાજ્યની એક સામટી ભૂખ ક્યાંથી લાગી? એ બધા કેમ જાગી ઉઠયા? આખા દેશમાં એકજ લહરી પેસી ગઇ છે કે 'સ્વરાજ્ય લીધા વિના હમો જંપીશું નહિ.' સ્વરાજ્ય પહેલાંની આ જાગ્રતિ છે. આ જાગ્રતિ એવી છે કે જીંદગીમાં આવો જોસનો સમુદ્ર કદી જોયો નથી. બધા સ્વરાજ્યની ભાવનાના મતવાળા થયા છે. જેટલો વખત તેમાં વિલંબ લાગશે એટલો વખત આપણી આર્થિક હાનિ છે—મહાન હાનિ છે.

## સ્વરાજ્ય એટલે?

સ્વરાજ્ય એટલે બધાનું રાજ્ય. હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ બધાનું. હિંદુસ્તાનની એ પાંચ આંગળી છે. પાંચ આંગળીની મુઠીથી હાથી જેવા જોરાવર પ્રાણીને પણ દોરડા વતી ખેંચી શકો છો.

પરંતુ એક આંગળી કપાઈ એટલે કુવામાંથી લોટો કાઢવાનું પણ મુશ્કેલ પડે છે. સ્વરાજ્ય એટલે ભાઈઓ અને બ્હેનોનું રાજ્ય. એકલા ભાઈઓનું નહિ. પંદર કરોડ બ્હેનો તમને એકલાને રાજ્ય નહીં કરવા દે.

## તમે ડરશો પણ બ્હેનો નહિ ડરે

સ્વરાજ્યની લડતમાં તમે ભાગશો પણ બ્હેનો નહિ ભાગે. તમે ડરશો પણ એ નહિ ડરે. આ બ્હેનોના ઘરમાં 'મેમ' રાજ્ય કરવા જાય તો એને એક ઘડી પણ ઉભી ન રહેવા દે.

## ખાદી પહેરી પાપ ધુઓ

તમારા શહેરમાં પહેલવહેલા અંગ્રેજો આવ્યા છે. આ પાપ ધુઓ. ખાદીરૂપી ગંગામાં નાહીને પવિત્ર થાઓ. પરદેશી કાપડ શરીરને ન અડકાડો, એને મેલાની માફક ગણો—સમજો. પરદેશી કાપડનો પુરો બહિષ્કાર થાય તો સ્વરાજ્યને અર્ધે પંથે આપણે આવી રહ્યા એમ માનજો. ગાંધીજી સુતર કાંતે તો તમે કેમ ન કાંતો ? તમે બ્હેનો એટલું તો સુતર કાંતો કે સુરત જીલ્લાની બહાર પણ નિકાસ થાય. કાંતવામાં ઇજ્જત જવાની નથી. મહાત્માજી જેવો કોઇ ઇજ્જત-દાર નથી અને ગાંધીજી નવરાશની વેળાએ કાંતે છે. ખાદી પહેરીને ભારતમાતાને પ્રસન્ન કરો.

## શરાબનો ત્યાગ કરો

દારૂને તમે દેશવટો આપો, મુસલમાન ધર્મમાં પણ હરામ છે. હિંદુને માટે પણ એમ જ છે. શરાબનું પાપ ગંગામાં ન્હાવાથી પણ જતું નથી. શરાબના પીઠા પર શાંતિમય પીકેટીંગ કરો. વિદેશી કાપડના અને દારૂના પૈસા તમે બચાવશો તો થોડી વારમાં તમારી પાસે સ્વરાજ્ય આવીને ઉભું રહેશે.

## ભાઈ ભાઈમાં ભેદ ન રાખો

કેટલાએક મુસલમાન ભાઈઓએ મને પ્રેમથી નવરાવ્યો. પારસીઓએ સત્કાર કર્યો અને હિંદુઓએ માન આપ્યું. મુસલમાન બ્હેનોએ મને પણ મુબારકબાદી આપી. આપણા બધામાં કંઈ ભેદ નથી; ન હોવો જોઇએ, પોતાના ધર્મ પ્રમાણે કામ કર્યે જાઓ. ન્યાયથી સુલેહ થશે તો ગાંધીજી મંજુર કરશે, પણ તમે તમારા કાન તે તરફ ન રાખશો. સુલેહનું બ્યુગલ જ્યારે સેનાપતિ ફુંકે ત્યારે જ આપણે તો કામ કરતાં અટકવું.

## ૭ માસમાં સ્વરાજ

વિલાયતી માલના બહિષ્કારથી લેંકેશાયરની મીલો ડોલી ઉઠી છે. અંગ્રેજો ઉપર દારૂના પીકેટીંગની અસર થાય કે ન થાય પણ બહિષ્કારની અસર તો જરૂર થશે. અંગ્રેજના પૈસાની જ્યારે ખરાબી થશે ત્યારે એના કાને અવાજ જશે. બોયકોટ તો સુદર્શન ચક્ર છે. મૂકયું કે પોબાર. એ લોહી કાઢશે નહિ પણ ઈંગ્લાંડને તો હચમચાવી મૂકશે. સુરત જીલ્લામાં એક વાર પણ કાપડ ન ખરીદાય તો ૭ માસમાં સ્વરાજ્ય મળે.

# સંગ્રામપુરામાં ભાષણ

[ તા. ૧૯ મી ઓગસ્ટે સવારે સંગ્રામપુરામાં રાષ્ટ્રધ્વજ ચઢાવવાનો કાર્યક્રમ હતો. સંગ્રામપુરાના પાટીદારોએ આખું પરું શણગાર્યું હતું. વીરપૂજાને માટે અધીરા બનેલા હજારો ભાઈબ્હેનો મળસ્કે ચાર વાગે આવીને તપ કરતા હતા. વિઠ્ઠલભાઈ પટેલે આવીને રાષ્ટ્રધ્વજ ચડાવ્યો. થોડી વાર રહીને માલવીયાજી આવ્યા. ]

**બહેનો અને ભાઈઓ:**

**વિદ્યાર્થીઓમાં** મજબૂત ભાવ હશે તેટલું સ્વરાજ્ય નજીક આવશે. દેશની આશા બાળકો છે.

જેના માબાપ દેશભક્ત છે અને જેણે દેશભક્ત બાળક માટે પ્રાર્થના કરી છે, એના બાળક દેશભક્ત થશે. ગુલામી દેશમાં ગુલામી પ્રજા અને સ્વતંત્ર દેશમાં સ્વતંત્ર પ્રજા ઉત્પન્ન થાય છે. નેપોલિયને કહ્યું કે બાળકના જન્મથી વીસ વર્ષ પહેલાં એનું શિક્ષણ શરૂ થાય છે. બાપનું વર્તન ગુલામી પ્રજા જેવું હોય તો પુત્રનું પણ એવું જ થાય.

આજે તો બધા આઝાદીનાં ગીત ગાય છે, 'જાલીમ સરકારને દેશમાં ન રાખવી' એમ કહે છે. પચીસ વર્ષ પહેલાં દેશભક્તિનું ગીત ગાતા તો રાજદ્રોહી કહેવાતા—મોટો ગુન્હો લેખાતો.

પરતંત્ર દેશમાં રાજાનાં વખાણ થાય છે. પરંતુ શિવાજી કેવો વીર દેશભક્ત હતો, એની દેશભક્તિ કેટલી તીવ્ર હતી, એની બહાદુરી કેવી અનોખી હતી એની ચર્ચા તો થોડા વાક્યોમાં જ હોય છે. લક્ષ્મીબાઈએ અંગ્રેજોની સાથે ત્રણ વાર મોરચા માંડ્યા. એની વાત

અંગ્રેજોએ લખેલા ઇતિહાસમાં નથી મળતી. બીજા દેશોમાં રાષ્ટ્રધ્વજ વંદન કરીને નિશાળ અને કોલેજોમાં જવાય છે. આપણા દેશમાં નાનાં છોકરાંઓના હાથમાંથી પોલીસ અમલદારો ક્રૂરતાથી ઝુંડો ખુચવી લે છે.

આપણાં છોકરાં કોઇ દેશ કરતાં ઉતરતાં નથી. આપણું રાજ્ય હતું ત્યારે મોટા વીરો હતા. આ શિક્ષણ દેશભકતો ઉત્પન્ન કરવાવાળું નથી, આવી નિશાળોમાં જઈને આપણા વિદ્યાર્થીઓ શું શીખવાના હતા? તેથી કરીને જાતીય વિશ્વવિદ્યાલય, શાળા, મહાશાળાઓ ખોલવાની જરૂર છે.

ઈશ્વર કૃપાથી આ વર્ષમાં એવી જાગ્રતિ આવી છે, ચેતન આવ્યું છે કે વીસ વર્ષના શિક્ષણથી પણ એ ન આવી શકે. વિદ્યાર્થીઓના દીલમાં દેશભક્તિનો ભાવ આવી ગયો છે.

મને એમ થાય છે કે આ વાનરોની સાથે હું રમું–ખેલું, હાથમાં લખોટી અને દંડો લઇને જાણે આ વાનરો સાથે ગેલ કરૂં અને વાનર સેનાનો સૈનિક બનું. તમે અત્યારે પિતા અને પિતામહ બન્યા નથી. મારા ભાવને નવયુવકો ન સમજી શકે. આ સભામાં વૃદ્ધો બેઠા છે. એમના દીલમાં પોતાના બચ્ચા અને બચ્ચાના બચ્ચા જોઈને કેવા તરંગો ઉઠે છે? 'ઝંડા ઉંચા રહે હમારા' ગાય છે ત્યારે મારા દીલમાં મોજું ઉછળે છે.

## માતાપિતાઓને અપીલ

સર્વે માતપિતાને મારી અપીલ છે કે તમારા છોકરાને વાનર સૈન્યમાં દાખલ કરાવજો, આ છોકરાઓ જ્યાં સુધી વાનર–સૈન્યમાં દાખલ થયા ન હતા ત્યાં સુધી પોલીસોથી ગભરાતા હતા. હવે એ પોલીસોને બહાદુરીથી સવાલો પૂછે છે અને જવાબો આપે છે. એમનામાં નવું ચેતન આવ્યું છે કે મરી જઇશું પણ ધ્વજનું રક્ષણ કરીશું. આવું થશે તો આ સાહેબો ગભરાશે.

કેટલાક કહે છે કે બચ્ચાંને રાજ્યનીતિ કેમ શીખવાય? પણ રાજ્યનીતિ તો ધર્મનું અંગ છે. બચ્ચાંમાં આત્મનિર્ભયતા બચપણથી હોવી જોઇએ. કોઇ સંકટ આવે ત્યારે ગભરાઈ ન જાય. વાનરસેના એ પણ અર્થસૂચક નામ છે. એ ઉછળે છે, કૂદે છે, એનામાં ચેતન છે. વાનરોની બધી એબ એ છોડી દે છે અને ચેતન પકડી રાખે છે.

## મોટા વિદ્યાર્થીઓને

મોટા વિદ્યાર્થીઓ તરફથી મને પૂરો સંતોષ નથી. જેટલી દેશભક્તિ એમનામાં હોવી જોઇએ તેટલી નથી. એમાં વડીલોના દોષ છે, મોટેરાંઓ હજી સરકારી નોકરી કર્યા કરે છે. પરંતુ એ તો ઠેકાણે આવશે, સવારનો ભૂલો પડેલો સાંજે તો ઘેર આવશે જ. બધા વિદ્યાર્થીઓ દેશને માટે તન, મન, ધન અર્પણ કરવા તૈયાર રહે.

સત્યેન બ્રહ્મચર્યેણ વ્યાયામેનાથ વિદ્યયા ।
દેશભક્ત્યાત્મત્યાગેન મયાર્થે સતતં ભવ ॥

આ શ્લોકમાં વિદ્યાર્થીઓની ફરજ સમાઈ જાય છે.

## સુતર કાંતો ખાદી પહેરો

નિશાળના વિદ્યાર્થીઓએ બચપણથી દેશભક્તિના પાઠ ભણવા જોઇએ. દરેક વિદ્યાર્થી અને વિદ્યાર્થીની ખાદી પહેરી લે. દેશભક્તિની એ પહેલી સાબીતિ છે. વિદેશીનો ત્યાગ કરો અને આપણા દેશમાં બનેલું કાપડ પહેરો, ફુરસદના વખતમાં સુતર કાંતો. તમારા પૂરતાં કપડાં બનાવી લો. બીજા વિદ્યાર્થીઓને પણ એમ કરવા પ્રેરો. દરેકે દરેક મહાસભાના કાર્યક્રમમાં સક્રિય ભાગ લો.

## કોલેજીઅન અભ્યાસ ન કરી શકે

ગામમાં આગ લાગી હોય ત્યારે ગામનો મોટો વિદ્યાર્થી અભ્યાસ ન કરી શકે. તેવીજ રીતે દેશમાં આગ લાગી હોય ત્યારે કોલેજીઅન અભ્યાસ ન કરી શકે. દેશમાં લડત ચાલી રહી છે એનાથી વિમુખ

ન રહે. કોલેજ છોડયા પછી ઘેર જઇને આળસુ જીવન ન ગાળે પરંતુ કામ કરે. સોળ વર્ષથી ઉપરના દરેકે દરેકે આ લડતમાં ઝંપલાવવું જોઇએ. કોલેજમાં પીકેટીંગ થાય એ હું ઈચ્છતો નથી. આપોઆપ એનામાં ભાવ ઉત્પન્ન થવો જોઇએ.

મારી છોકરી વારંવાર એક ગીત ગાતી હતી તે મને યાદ આવે છે.

હે ભગવાન, દો વરદાન,
કામ દેશકે આવું મય,
વીર બનું, અરૂ ધીર બનું
ઓર જસ ઉસકી ફેલાવું મય.

એ ગાયન મારા કાનમાં ગુંજે છે.

## ઈંગ્લાંડની દેશભકિત.

ઈંગ્લાંડની દેશભક્તિ અજોડ છે. એની બરોબરી તમે કરો, મહારાણા પ્રતાપ, ગુરૂ ગોવિંદસિંહજીમાં કેવો ભાવ હતો, તે યાદ કરો; તમારી સમક્ષ આદર્શ રૂપે રાખો, દરેક વિદ્યાર્થીએ નીચેનું કાવ્ય કંઠસ્થ કરવું જોઇએ.

I vow to thee my country
All earthly things above
Entire and whole and perfect
The love that stands the test.
The love that asks no question
That lays upon the altar
The dearest and the best
The love that never falter
The love that pays the price
That makes undaunted
The final sacrifice

# ખેડૂતો સમક્ષનું ભાષણ

[તા. ૨૦-૮-૩૦ની સાંજે ૪-૪૫ વાગે અમદાવાદમાં વીસા શ્રીમાળીની વાડીમાં ખેડૂતોની સભા મળી હતી. ત્યાં શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે તથા પંડિત માલવીયાજીએ ભાષણો કર્યા હતાં.]

**ભાઈઓ અને બ્હેનો:**

આજે ખેડૂતભાઇઓના પ્રતિનિધિઓ, પટેલ અને તલાટીઓને જોઇને ઘણોજ આનંદ થાય છે. ખેડૂતો ઉનાળાની ગરમીમાં અને શિયાળાની કડકડતી ઠંડીમાં સખ્ત મહેનત કરી અન્ન પકવે છે. અને તેનાથી સરકાર અને તેના અમલદારોનાં પેટ ભરાય છે, તમે ચાલુ લડતમાં જે ફાળો આપો છો તે જોઈને આનંદ થાય છે. આ દેશ પર અંગ્રેજો લગભગ ૨૦૦ વર્ષથી રાજ્ય કરે છે, અને તેમના રાજ્યની શરૂઆતથી જ મહેસુલની લડત ચાલે છે. સરકાર મહેસુલ માટે એક સેટલમેન્ટ ઓફીસર નીમે છે તે જે રિપોર્ટ કરે તેના ઉપર આધાર રાખી મહેસુલમાં વધારો ઘટાડો થાય છે. આ રીતમાં બહુ અન્યાય છે. વિદેશી રાજ્યકર્તાઓ આપણા દેશના રીતરિવાજો, ભાષા વિગેરે ક્યાંથી સમજી શકે? અને આવા માણસો આપણા ઉપર રાજ્ય કરે તો આપણને તકલીફ પડે કે નહિ? અંગ્રેજો ઉપર જર્મનો રાજ્ય કરે તો તેમને તકલીફ ન પડે? અંગ્રેજી રાજ્યમાં દોષો ન હોય તો પણ તે રાજ્ય જવું જોઈએ. સ્વરાજ્ય એટલે આપણું રાજ્ય, આપણી સત્તા. આપણે જ આપણા મહેસુલમાં વધારો ઘટાડો કરી

શકીએ. સરકારમાં આપણા પ્રતિનિધિઓ હોવા જોઇએ. તેઓ સરકારને રૈયતનાં દુઃખો જણાવે અને તે હક્ક આપણને હોવો જોઇએ. હિન્દુસ્તાનમાં લગભગ ૮૦ ટકા ભાગ ખેડૂતોનો છે, તેમનો આધાર ખેતી ઉપર છે. સરકાર તેમનું કહેવું ન સાંભળે તો તેમને શું સુખ હોઈ શકે ? આ સઘળું સરકાર સાંભળતી નથી. અને તે માટે આપણી લડત છે. ગાંધીજી તે લડત કંઇ બંદુકો અને હથિઆરોથી લડવા માગતા નથી. તેમણે શાન્તિમય મંત્ર રાખ્યો છે. તેઓ સરકાર સાથે કોઇ પણ જાતનો વહેવાર નહિ રાખવા કહે છે. મહેસુલ ન ભરો અને સરકારને પૈસા મળતા બંધ કરો.

રાજ્યની અંદર જે પ્રજાનું પ્રતિનિધિત્વ નથી તે પ્રજાને કર આપવાનો હોયજ નહિ. "No taxation without representation" આ વાત મહાત્મા ગાંધીજી બરાબર સમજે છે અને કહે છે કે સરકારને ગેરકાયદેસર પૈસા નહિ ભરીએ તો તે શી રીતે રાજ્ય કરશે ? આટલા મોટા સંગ્રામમાં દુઃખ સહન કર્યા વિના સુખ મળવાનું નથી. અને તે દુઃખો સહન કરવા માટે તમારે તૈયાર રહેવું, અને તેમાં જો તમે દઢ રહેશો તો સરકાર નમશે. આખા દેશમાં બારડોલીનો દાખલો બેસાડો. હિંમત છોડશો નહિ, અને બીજાઓને હિંમત આપતા રહો. ખેડૂતોએ આ લડતમાં જે ભોગ આપ્યો છે તે અણમુલ છે અને આખો દેશ આપના ગુણ ગાશે.

હું આપની સમક્ષ બીજી એ વાત કહેવા માગું છું કે દરેક જણે ફુરસદના વખતમાં પોતાના ખપ જેટલું સુતર કાંતવું, આખા દેશને પુરી પડે તેટલી ખાદી કાંતો તો પરમાત્માની ઇચ્છાથી છ માસમાંજ સ્વરાજ્ય મળે.

# આણંદમાં ભાષણ

[ તા. ૨૧-૮-૩૦ ના રોજ પંડિત માલવીયાજી તથા શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ આણંદ આવી પહોંચતાં લોકોએ તેમનું અપૂર્વ સ્વાગત કરી સરઘસ રૂપે શહેરમાં ફેરવી ચરોતર એજ્યુકેશન સોસાયટીના ખુલ્લા મેદાનમાં લઇ ગયા હતા. તેમનું ભાષણ સાંભળવા ૨૦ હજાર માણસોની મેદની જામી હતી. નડિયાદથી પણ પુષ્કળ લોકો આવ્યા હતા. ]

બ્હેનો અને ભાઇઓ.

આ સમુદ્ર જેવી લહેરતી તમારી સભા જોઇ મને બહુ આનંદ થાય છે. તમારા શહેરનું નામ આણુંદ છે, તેથી આનંદ આપનારૂં છે, તમારા ઉત્સાહથી માલમ પડે છે કે તમે બધા કેમ એકઠા થયા છો? શું અભિલાષા છે? આપણા દેશમાં આપણું રાજ્ય ચાલે છે? યુરોપ, અમેરિકા વિગેરે દેશોમાં જેમનું રાજય હોય તેમનું રહેવા દો. હિંદુસ્તાનમાં હિન્દીઓનું રાજય હોવું જોઇએ, તેમાં હિંદુ, પારસી ખ્રિસ્તી, મુસલમાન હાથની આંગળીઓ માફક મળીને કામ કરો તો દેશમાં રાજ્ય કરશો. હળીમળીને રહેજો. પરદેશી રાજ્યના દોષો તો તમે જાણો છો. તે સારૂં હોય તો પણ તે પાપ કહેવાય. એક સ્રીના ઘરમાં બીજી સ્રી હુકમ કરે તેમ આ સરકાર રાજ્ય કરે છે. બ્હેનો તમો ઘરમાં બીજી સ્રીની બરદાસ નથી કરી શકતાં તો આ રાજ્યમાં તેની બરદાસ કેમ કરો છો. ખેડુતો ગામમાં પંચ કરી ફેંસલો કરો

તો તે માને છે. તેમ પ્રજાના પાંચ પ્રતિનિધિઓ ધારાસભામાં બેસે ત્યાં જઈ પ્રજાનું દુ:ખ કહે તેનો ન્યાય કરે તે રાજ્ય કહેવાય, પણ એક નાનો સરકારી અમલદાર લાઠી લઇ ઉભો થઇ જાય અને તેવું કરવાનું ના કહે તો તે રાજ્ય કહેવાય! ન્યાયનું શાસન હોવું જોઇએ. મહાત્મા ગાંધીજી બંદુક અને તોપની લડાઇની વિરુદ્ધ છે. માથું ના ફૂટે, લોહીનું ટીપું ના પડે તેથી તેમણે વાઇસરોયને કાગળ લખ્યો. હવે સુલેહની વાત થાય છે. શાંતિથી અને પ્રેમથી સરકાર વાત કરે તો સમાધાન થાય. આ પુરાણો દેશ છે. તેની ઉંચી રહેણીકરણી અંગ્રેજ કરતાં સારી હતી. હિંદુસ્તાનની વસ્તી ૩૨ કરોડની અને અંગ્રેજની વસ્તી ૩ કરોડની છે. નીમકનો કાયદો આ સરકાર આવ્યા પહેલાં ન હતો. આ સરકારે તે કાયદો કર્યો. અમોએ તેમજ મર્હુમ દાદાભાઇએ સો વરસથી લખ્યું છે કે:—

### નીમકનો કાયદો ના જોઇએ

પણ સરકારે માન્યું નહી. નીમક દરેકને જોઈએ છે. તેથી પ્રજાને ગાંધીજીએ તે કાયદો તોડવાનું કહ્યું તેમાં માથાં ફુટયાં. તેથી પ્રજામાં અસંતોષ પેદા થયો. હવે દારૂની વાત જુઓ છો કે ત્યાં પણ લોકોનાં માથાં ફુટે છે. એ બીજી અસંતોષની વાત છે. દારૂનો અટકાવ કરવા જે બ્હેનો પ્રયત્ન કરે છે તેમને પકડે છે. તે ન્યાય છે, કે અન્યાય? (અવાજો અન્યાય) તેથી આ રાજ્યને હઠાવી પ્રજાનું રાજ્ય કરવું, તે માટે હથિયાર લઇ સામા થવું એ તો જુની વાત છે, પણ ગાંધીજીએ સરકારનું ગાડું ટેકસ નહિ આપવાનું જણાવી અટકાવ્યું. તેથી સરકારે તેમને પકડયા, હથિયાર લઇને સ્વરાજ લેવાનો હક છે પણ મહાત્મા ગાંધીજીએ તે નથી કર્યું તેથી આ કર ન ભરવાની હિલચાલ થોડા ભાગમાં ઉભી થઈ છે. ગાંધીજી સાથે વાટાઘાટ કરી સારૂં પરિણામ ના લાવે તો થોડા ભાગમાં કર નહીં ભરવાની હીલચાલ ચાલી છે પણ જ્યારે આખા દેશમાં તે લડત ઉપડશે ત્યારે લાઠી ઉગામી ટેક્સ લેવા જશે. પણ જો ટેકસ ના ભરાય તો લાઠી મારનારને

પૈસા ક્યાંથી આપશે અને લાઠી મારનાર ખાશે શું? તેથી તમારે ટેક્સ નહિ ભરી સરકારની બુદ્ધિ ઠેકાણે લાવવાની છે. ટેક્સ નહિ આપવાનું કારણ રાજ્ય શાસન બદલે અને દેશમાં શાંતિ થાય એવું દરેક માણસ ઇચ્છે છે. એમ જાહેર કરો કે સ્વરાજ કે ડુમીનીયન સ્ટેટસ આપવાનું છે તો મહાત્મા ગાંધીજી, હું કે પટેલભાઈ એ

લંડન ગોળમેજી પરિષદમાં જઇશું

હક માંગવા એ પ્રજાની ફરજ છે. પણ તેમને લાઠી મારવી એ નાહકની છે, સ્વરાજ્ય વગરની માગણી સિવાય મહાત્મા ગાંધીજી સમજુતી કરે તો આપણે કબુલ કરીશું નહીં. આટલાં બલિદાન અપાય, માથાં કુટે ત્યાં સ્વરાજ્ય સિવાય બીજું કાંઇ ના જોઇએ. ખાદી બનાવો, પહેરો અને તેથીજ મહાત્મા ગાંધીજી મારફત સ્વરાજ મેળવવા ભારત માતાની મુક્તિ મેળવીશું.

# બોરસદમાં ભાષણ

[ તાાં ૨૧–૮–૩૦ ના રોજ બોરસદમાં આપેલું ભાષણ. ]

પંડિતજીએ ભાષણ કરતાં જણાવ્યું કે આટલી વિશાળ સભા જોઇ મને બહુ સંતોષ થાય છે. તમે જે ઉત્સાહથી શ્રી વિઠ્ઠલભાઇ પટેલ અને મારૂં સ્વાગત કર્યું છે તે માટે તમને ધન્યવાદ આપું છું. આ મોટી સભામાં મારો અવાજ બધા નહિ સાંભળી શકો. એકદમ બધા શાંત રહો તો મારા શબ્દ સાંભળી શકશો. આપના તાલુકામાં જે કામ થયું છે તેના સમાચાર મેં જાણ્યા છે. દેશની સ્વતંત્રતાને માટે હાલનું રાજતંત્ર બદલી પ્રજાનું રાજતંત્ર કરવા તમે બહુ પ્રવૃત્તિ કરી રહ્યા છો. ભારતવર્ષના ઇતિહાસમાં જે કામ થયાં છે તેમાં તમારા તાલુકાના કામો સોનાના અક્ષરે લખાશે. શ્રી. વલ્લભભાઈ પટેલ પકડાયા પછી તે છુટે નહિ ત્યાં સુધી તેમ જ મહાત્માજી છુટે નહિ ત્યાં સુધી ૧૪ ગામોએ પણ તમારા જેવો ઠરાવ કર્યો છે અને ભારે જવાબદારી ઉઠાવી છે. તેમાં તમારા મનોરથ જલદી ફળીભૂત થાવ. આપણા દેશમાં આપણા મનગમતું રાજ્ય હોય. ઇંગ્લાંડમાં જ્યારે સરકાર પ્રજા પાસે ટેક્ષ માગે ત્યારે પ્રજા પોતાનું દુ:ખ દૂર થાય તો ટેક્ષ આપે. અંગ્રેજી રાજ્યે થોડા મહેસુલ માટે મોટી મીલકત ગુમાવવી જોઇએ નહિ. જેઓ મહેસુલ ભરવાની ના કહે છે તેમનો મુદ્દો સમજી સરકાર તે બાબતનો નિકાલ કરે. સરકાર સમજીને

મ. ગાંધીને બોલાવી નિકાલ કરે

તો જલદી સમાધાની થશે. જો તેમ નહિ થાય તો બોરસદ તાલુકામાં અને ગુજરાતમાં થોડા થોડા ગામોમાં થઇ છે તે ચળવળ તમામ દેશમાં થશે. તમારો ઉત્સાહ ઉંચો રહે અને સિદ્ધિ ના મળે ત્યાં સુધી કામ કરે જાવ. વિદેશી કાપડ કોઇ પણ રીતે ખરીદશો નહિ. સુતર કાંતો, ખાદી બનાવો અને તેનાં કપડાં પહેરો. ભારત માતાની લાજ દેવીઓ અને બહેનોના હાથમાં છે. જો તમે તમારા સંકલ્પમાં મક્કમ રહેશો તો મહાત્મા ગાંધી છ માસમાં છુટી તમારી સામે ઉભા રહેશે.

# નડીયાદમાં ભાષણ

[ તા. ૨૧–૮–૩૦ ના રોજ નડીયાદમાં આપેલું ભાષણ. ]

બહેનો અને ભાઇઓ:

આ પવિત્ર પ્રાતઃકાળના મેળામાં તમે બધા સર્વશક્તિમાન્ પરમેશ્વરનું ધ્યાન કરો કારણ કે તેની શક્તિથી આપણે બધું કરીએ છીએ. મોટા મોટા જોગીઓ પણ તે કરી શકતા નથી. દરેક ચીજમાં તેની રચના અને અંશ છે. તે સર્વ શક્તિમાન પ્રભુનું અંગ છે. પુરૂષ અને સ્ત્રીમાં જીવાત્માની જ્યોતિ પ્રગટ કરે છે તેવા પ્રભુનું ધ્યાન કરવું એ તમારૂં કામ છે. જ્યારે વિશ્વાસ બેસી જાય છે કે પ્રભુ એક જ છે, ત્યારે બીક નીકળી જાય છે. જેના મનમાં પ્રભુ બેસે છે તેને ડર કોનો હોય? મારો જીવ જાય પણ ધર્મ ના જાય. દરેક કોમમાં એક જીવાત્મા વિરાજમાન છે. તેઓ એક થાય છે ત્યારે ઝગડા નીકળી જાય છે. એક દેશ ઉપર બીજો દેશ રાજ્ય કરે તે સારૂં નહી કહેવાય અને જો રાજ્ય કરે તો પ્રેમથી કરે, ન્યાયથી કરે, કોઇ માણસે કોઇની સાથે અન્યાય ના કરવો જોઇએ. પ્રભુની શક્તિ અપરંપાર છે. તેની જ્યોતિનું સર્વ ધ્યાન ધરે છે પણ કોઇ સમજી શકતું નથી. દરેકમાં તેની શક્તિ છે. જે દેશમાં જે લોકો હોય તેનું રાજ્ય હોય. અમેરિકા, ઇંગ્લાંડ, જાપાન, તુર્કસ્તાનમાં તેમના લોકોનું રાજ્ય છે તેમ હિંદુસ્તાનમાં હીંદીઓ એટલે દરેક કોમનું રાજ્ય હોવું જોઇએ. હાથની પાંચ આંગળી પ્રમાણે હિંદુસ્તાનની દરેક કોમ કામ કરે તો બધું થાય અને હાથીને પણ ખેંચી શકીએ. તેથી બધા

ભેગા મળી કામ કરશો તો પૃથ્વી ઉપર કોઇ શક્તિ નથી કે સ્વરાજ નહિ આપે. છ હજાર માઇલ દૂરથી અંગ્રેજો અહીં આવ્યા તેનું કારણ આપણા અંદર અંદરના ઝઘડા છે. પ્રાચીન કાળમાં રામરાજ્ય હતું. પછીથી મુસલમાનો રાજ જમાવવા પ્રયત્ન કરવા લાગ્યા પણ મેળ બેઠો નહિ. બાદશાહ અકબરે પોતાના છોકરાને હુકમ કર્યો કે હીંદુઓનો સાથ કરો. અકબરનો જન્મ પઠાણ કોટમાં થયો હતો એટલે તેમનું કુટુંબ હીંદુસ્તાની હતું. દેશી રાજ્યોમાં હીંદુ મુસલમાનનું રાજ છે. જે લોકોએ આટલા વરસ રાજ્ય કર્યું તો શું હવે આપણે રાજ્ય નહિ કરી શકીએ? ઇંગ્રેજ પોતાના ઉપર બીજાનું રાજ્ય ચાલે તો તે સહન કરે? મુઠીભર અંગ્રેજ લોકો રાજ્ય કરે છે તેનું કારણ તેમની એક્તા અને દેશભક્તિ છે. આ શરમની વાત છે કે આપણા પર તેઓ ૧૭૫ વરસથા રાજ્ય કરે છે. આવી શરમ કેટલા દિવસ ચાલુ રાખશો. આ રાજ્યનું તંત્ર જે ચાલે છે તે હિંદુસ્તાનને નાશ કરનારૂં છે. જ્યારથી હિંદુસ્તાન ઉપર બીજું રાજ્ય ચાલે છે ત્યારથી નાક ગયું. પુરાણા વખતમાં અકબરને મહારાણા પ્રતાપે માથું નહોતું નમાવ્યું. પ્રતાપના મરણ વખતે કહેવાયું હતું.

"પુત્ર પેદા કરો તો પ્રતાપ જેવા કરો"

આ પુરાણી વાત છે. વિદેશી રાજ્ય નીચે રહેવું એ લાજવા જેવું છે. આ રાજ્યે બહુ નુકસાન કર્યું છે. આવા રાજ્યે મ. ગાંધીને લો. મા. તિલક, દાસ અને નહેરૂ જેવાને જેલમાં પૂર્યા છે. આવા માણસો તો રાજ્યના પ્રધાનો થઇ શકે. ૫૦ વરસથી સરકારને કોંગ્રેસ કહેતી આવી છે કે અમારા પ્રતિનિધિઓ મારફતે રાજ્ય કરવા દો, પણ માન્યું નહિ. જર્મન લડાઇ વખતે હિંદુસ્તાનના લોકોએ બહુ મદદ કરી, પૈસાની પણ પુષ્કળ ભેટ કરી. તે વખતે ઈંગ્લાંડના મંત્રી કહેતા હતા કે આ સ્વતંત્રતાની લડત છે. તે વખતે લોર્ડ જ્યોર્જ કહેતા હતા કે સ્વતંત્રતા મળશે પણ ના મળી. લીગ ઓફ નેશન બનાવી અને તેમાં હિંદુસ્તાનને દાખલ કરી સ્વતંત્ર ના

બનાવ્યું. તેઓ બધા આત્મશાસન કરવાવાળા છે. પણ તેમાં આપણે જ બાકી રહ્યા છીએ. મ. ગાંધીની લડત શાંતિમય છે. તોપ બંદુક કે લાઠીની નથી. પાર્લામેન્ટમાં કર નાંખવો હોય તો પ્રજા પોકારે કે દુઃખ દૂર કરે તો કર લોકો આપે. આ રાજ્યમાં લાંબાં ભાષણ કરવાં એ બધું નકામું છે. આ રાજ્યને બીમાર ગણી ગાંધીજીએ અસહકાર પોકાર્યો. મહેસુલથી સરકારનું રાજ્ય ચાલે છે તે આપવું બંધ કર્યું. ઇંગ્લાંડમાંથી એક શીલીંગ પણ નથી લાવતા. મીઠા વેરો, જમીન મહેસુલ ઉપરાંત અનેક રસ્તેથી આપણી પાસેથી પૈસા વસુલ કરે છે. તેથી ગાંધીજીએ પૈસા નહિ આપવા જણાવ્યું.

ગાંધીજીએ આ સરકારને સુચના કરી પ્રજાની મરજી માફક રાજ કરો અગર પ્રતિનિધિઓને કારભાર સોંપો તો જ લડાઈ બંધ થશે નહીં તો એક પૈસો પણ કર નહીં મળે. ગુજરાતને અભિમાનની વાત છે કે ગાંધીજીનો જન્મ ગુજરાતમાં થયો અને તેની આબરૂ દુનિયામાં વધારી. તેથી ગુજરાતી લોકો આબરૂ વધારે. કર નહિ ભરવાની લડત ગુજરાતે શરૂ કરી છે. મ. ગાંધીજી અને શ્રી. વલ્લભભાઈ પટેલ કહે નહીં ત્યાં સુધી જમીન મહેસુલ ભરો નહીં. સરકાર મ. ગાંધી, શ્રી. વલ્લભભાઈ અને બીજાઓને બોલાવી પૂછે. ઈંગ્લાંડમાં લાઠી ગોળીઓ ચાલતી નથી. ત્યાં ગેરકાયદેસર ટોળીઓ નથી, ઈંગ્લાંડ સમજતું હતું કે આ લોકોને મારો પીટો એટલે તે શાંત થઇ જશે પણ ચાર મહીનામાં બધું તે નકામું થયું છે. તેથી આ લડત ચાલુ રાખો તો જ સરકાર ગાંધીજીને બોલાવી સુલેહ કરશે. અમારી મરજી પ્રમાણે જો રાજ્ય નહિ કરો તો કર નહિ આપીએ એમ જણાવી દો. સરકાર ગુજરાતની વાત જાણે છે પણ થોડા દીવસમાં આખા દેશની વાત થશે. જો પ્રજા કર આપવા બંધ કરે તો રાજ્ય ચાલે કેમ? તેથી તમારો દ્દઢ સંકલ્પ ચાલુ રાખો. વિલાયતી કાપડ એક પણ ઇંચ ખરીદશો ન રૂ. ૬૦ લાખ રૂની ગાંસડીઓ અહીંથી લઇ જઇ ત્યાંથી કપડાં બનાવી મોકલે તે કેટલી શર -

બની વાત છે. હવે જાપાન રૂની ગાંસડીઓ ૨૦ લાખ લઈ જાય છે તેથી પહેલાંની માફક હવે દેશનું કાપડ દેશમાં બનવું જોઇએ. આ ગુજરાતમાં ખાદી જોઈ દૈવી શક્તિ યાદ આવે છે. જ્યારે મહાત્મા ગાંધીજી કાંતે છે તો બ્હેનો તમે કાંતો. દેશની આબરૂ તમારા હાથમાં છે. ચાર મહિનામાં સરકાર બહિષ્કારથી કંટાળી ગઇ છે. બે વધુ બહિષ્કાર કરશો તો તેની મેળે સમજી જશે. એટલે કહેશે કે—તમે જોયું, અમે પણ જોયું. સ્વરાજયજ્ઞમાં જે ભાઇબહેનો જેલમાં પડ્યાં છે તે પાંચ પૈસાના ભોજનમાં પુરૂં કરે છે. હવે તો સોળ આનાની વાત કરવાની છે. જો મેળ નહિ બેસે તો લડત ચાલુ રાખીશું. ૧૯૩૦ માં સ્વરાજ મળશે એવો મારો નિશ્ચય છે. તેવો જ તમારો નિશ્ચય રાખજો. આપણી ન્યાયની લડત છે કારણ કે પરદેશી રાજ્ય દુઃખ કરે છે. કાયદો ગમે ત્યારે કરે પણ સ્વરાજ જોઇએ. ખાદી અને તકલીને ઉંચી ના મુકશો. શાંતિમય સંગ્રામમાં લાઠી વાગે, માથું હાથપગ ભાંગે તો પણ હાથ ઉપાડશો નહીં. કડવું વચન ના કહેશો તો જ તમારો વિજય થશે.

---

# અમદાવાદમાં ભાષણ

[ ૨૩–૮–૩૦ ના રોજ પંડિતજીએ આપેલું ભાષણ ]

**આ**જે મને સાંભળવા સારૂ તમો બધાએ બીજી વખત તકલીફ ઉઠાવી છે તે માટે તમને ધન્યવાદ આપું છું. ગઇ વખતે મેં મારૂં નિવેદન ના કર્યું તે માટે મને ખેદ થતો હતો. પરંતુ હું કે શ્રી. વિઠ્ઠલભાઇ કે બીજા શું કહીએ ? કહેવાની વાત થોડી છે. તમો બધા કહેવાનું શું છે તેનું તત્ત્વ સમજી ગયા છો. હિંદુસ્તાન પુરાણો દેશ છે. તેના જેવો દેશ પૃથ્વી ઉપર બીજો નથી. આ દેશની સભ્યતા બીજા દેશો કરતાં વધારે સારી અને ઉત્તમ છે. આપણો ઋગ્વેદ ૪૦૦૦ વરસ કરતાં પણ પુરાણો છે. આપણી સભ્યતા કેટલી પુરાણી છે તેનો હજુ પત્તો લાગતો નથી. આ દેશમાં પહાડ નદીઓ વીગેરે છે. પુના મહાબલેશ્વર વગેરે સ્થળે જાવ તો જે શીતળતા આ દેશમાં છે તેવી શીતળતા ઇંગ્લાંડમાં પણ નહીં હોય. આ દેશમાં ઘણી નદીઓ છે તેમાં ગંગાજી પવિત્ર નદી છે. તેનું જળપાન કરવાથી રોગીના રોગ મટી જાય છે. આ દેશ સમુદ્ર ઉપર વસ્યો છે. હિમાલયથી કન્યાકુમારી સુધી સમુદ્ર દેશના પગ ધુએ છે. બીજી બાજુ કરાંચીથી આસામ સુધી દરીયો છે, આવો દેશ દુનિયામાં નહીં મળે. આ દેશનો મહિમા કે ગૌરવ હું શું કહું ? તેથી આ

**ભારત ભુમિમાં જન્મવું ધન્ય છે.**

આ દેશ પુણ્યભુમિ છે. ભારતમાતાનું રૂપ તમોએ નકશામાં જોયું છે, તેથી આ દેશમાં જન્મવું તે ભાગ્યની વાત છે. આ દેશનો મહિમા એવો છે કે અહીં ઋષિમુનિઓ, રાજર્ષિંઓ, મહારાણા પ્રતાપ,

છત્રપતિ શિવાજી ગુરૂ ગોવીંદ જેવા પેદા થયેલા. તે દેશની આજે શી સ્થિતિ છે. જે દેશમાં અનાજ પેદા થાય છે તે પોતાના દેશને પુરૂં પાડવા ઉપરાંત બીજા દેશોને પુરૂં પાડે. માતાનું દુધ તો ફક્ત નાનપણમાં મળે. જ્યારે દેશની ગાયોનું દુધ મનુષ્યની ગમે તેવી સ્થિતિમાં મળે, જે સૃષ્ટિમાં ભારત માતાની રચના થઇ છે તેની આરતી શું કહું ! ૪૦૦૦ વરસ ઉપર ચક્રવર્તી રાજા રાજ્ય કરતા હતા. ૨૦૦૦ વરસ ઉપર મહારાજા અશોકનું રાજ્ય હતું. થોડા વખત પછી મુસલમાનનું રાજ્ય થયું. તે વખતે બાબરે હુમાયુને કહ્યું કે " હીંદુઓ સાથે હાથ મીલાવો " ત્યારપછી અકબરના રાજ્યમાં બધા હીંદુસ્તાની સરખા ગણાતા. કારણકે તેઓ પઠાણકોટમાં જન્મ્યા હતા. ૧૭૫ વરસ પર અંગ્રેજે આવી આ શહેરની નજીક સુરતમાં કોઠી નાંખી અને છળથી બળથી અને ચપળતાથી પોતાનું રાજ્ય જમાવ્યું. તેથી આજે આ દેશ આ અવસ્થાએ પહોંચ્યો છે. હીંદુસ્તાનની ૩૨ કરોડની વસ્તી છે જ્યારે ઇંગ્લાંડમાં વસ્તી ચાર કરોડની છે. છ હજાર માઇલ દૂરથી આવી એ આપણા ઉપર રાજ્ય કરે.

### એ લજ્જાની વાત છે.

તે માટે એક અક્ષર આપણે મોંઢેથી નથી બોલી શકતા. દુનિયાના બીજા મુલ્કોમાં જે પ્રજા હોય તેમનું રાજ્ય હોય તેમ હીંદુસ્તાનમાં હીંદીઓનું રાજ્ય હોવું જોઇએ. જે દેશમાં વિદેશી રાજ્ય હોય તે પ્રજાનું ભલું કરે નહીં કારણ કે રાજ કરનાર પ્રજા પોતાનો ફાયદો અને ભલું જુએ છે. અંગ્રેજોના કેટલા જુવાનો નાના મોટા દરજ્જા ભોગવે છે કોઇ હીંદીને ગવર્નર જનરલ કે ગવર્નરની જગો મળી નથી પણ તે મોટી જગાઓ ઉપર બધા અંગ્રેજો જોવામાં આવે છે. કમાન્ડર, જનરલ મેજર બધા અંગ્રેજ છે. નાના અંગ્રેજને એકદમ મોટો અમલદાર બનાવી દેવામાં આવે છે. મહુંમ ગોપાલકૃષ્ણ ગોખલે કહેતા હતા કે જે દેશની ઉપર વિદેશી રાજ્ય હોય તે તેનું માથું ઉંચું કરી શકે નહી. દુનિયામાં મોટામાં મોટો માણસ હોય તો

મહાત્મા ગાંધી છે. તેની ઈજ્જત છ વરસ કે કેટલા વરસ માટે જેલમાં પુરી બંધ કરી તે કહી શકાતું નથી. આ સરકારની રીતિ છે. તેથી પ્રજાને નુકસાન અને હાની છે. તેથી તેઓ બોલ્યા કે આ સરકાર સાથે અસહકાર કરો. જ્યારથી સરકારે મહાત્માજીને પકડયા ત્યારથી પોતાની નિંદાની પરાકાષ્ઠા શરૂ કરી. આ સરકાર જે માણસની બહુ ઈજ્જત હોય છે તેને જેલમાં પુરે છે. લો. માન્ય તિલકને દુનિયા માનતી હતી. તેમને પણ ત્રણવાર જેલમાં પુર્યા. ૧૯૨૨ માં પંડિત મોતીલાલ, દેશબંધુદાસ, ઉપરાંત મોટા ડાકટરો, વકીલો, બેરીસ્ટરો વેપારીઓ અને અધ્યાપકોને જેલમાં પુરેલા. આજે ચોરી કર્યા વિના, જુલ્મ કર્યા વિના ૩૦ હજાર માણસો જેલમાં છે, કેટલાકના જાન પણ ગયા છે. ૧૨૫ પઠાણોના જાન આપણા ભાઇઓને બચાવતાં ગયા. પેશાવરમાં અને સોલાપુરમાં ગોળી ચાલી. ગોળીથી એકવાર જીવ જાય પણ હાલમાં જે ચાલે છે તે

લાઠી તો બુરી અને પાજી છે.

કારણ કે લાઠી જેને વાગે છે તેને બહુ દુઃખ થાય છે. આજે લાઠી જ્યાં ત્યાં ચાલે છે. સામાન્ય વખતમાં લાઠી મારનાર સામે કેસ ચાલે પણ હાલમાં કોણ કોને પૂછે? પોલીસ, ફોજ, માઉંટેડ પોલીસ અને બીજા સરકારી માણસો બેરહેમી છે. મેં અહીં કોંગ્રેસ હોસ્પીટલમાં એક બુઢ્ઢી જોઇ અને મને તે વખતે ઘણું લાગી આવ્યું. આવી ગતિ આ રાજ્યમાં ચાલે છે. એક ઉપર બીજી પ્રજા રાજ્ય કરતી હોય તો બુરાઇ થાય. જો આ રાજ્યની આ નીતિ કાયમ રહે તો આ દેશની ઇજ્જતનું ઠેકાણું નહીં રહે. આવી દશામાં આપણો દેશ છે. આવો ધનધાન્ય વાળો બીજો કોઇ દેશ નથી. દરેક દેશમાં પોતાનું રાજ્ય હોય ત્યારે

આ એક દેશ અભાગી છે,

કે જ્યાં મોટા ઋષી મુનિઓ હતા ત્યાં વિદેશી લોકો તે દેશની કેવી બરદાસ્ત કરે છે, તમો ગુલામી દશા કાયમ રહે તે ઇચ્છો છો કે સ્વરાજ ? (સભામાંથી અવાજ સ્વરાજ) આપણા દેશમાં આપણું

રાજ્ય જોઇએ. ૪ વરસથી કોંગ્રેસ સ્વરાજ માગે છે અને દેશના પ્રતિનિધિઓ મારફતનું રાજ્ય માગે છે. સરકાર પાઇ વખત એક આની કોઇ વખત દોઢ આની આપે. ખરી લડાઇ હવે આવે છે. જુના વખતમાં લડાઇ વખતે હથીઆર ઉઠાવવા શક્તિ, હથીઆર અને શીખેલા સીપાઇઓ જોઇતા. બરોબરીયાની લડાઇ હોય તો હારજીત થાય. પણ મહાત્મા ગાંધીજીને પરમાત્માએ આ રસ્તે નહીં જવાનું સુચવ્યું. તેથી વગર હથીઆરે લડવા તૈયાર થાવ, સત્યાગ્રહ કરો, ડરને છોડો, અને જે દુઃખ આવે તે ઉપાડી લ્યો. બીજાને દુઃખી ના કરશો. જો દરેક સ્ત્રી પુરૂષ તે પ્રમાણે કરે તો આ સરકાર માનશે. આ ઉપદેશ આખા દેશે ઉપાડી લીધો તેથી મહાત્મા ગાંધીજીએ લડત ઉપાડી. આ લડતમાં કોઇને વાગે નહીં, માથું તુટે નહી, લોહી નીકળે નહી અને આપણી જીત થાય એવી લડત છે. આ સરકારનું રાજતંત્ર પૈસાથી ચાલે છે. અને તે પૈસા, મીઠા વેરો જમીન મહેસુલ વીગેરે અનેક જાતના કરો નાંખી આપણી પાસેથી વસુલ કરે છે. તે જો ના મળે તો તેનું રાજતંત્ર અટકી જાય. જે રાજ્ય આપણું સાંભળે નહીં તેને આપણે મદદ કેમ કરીએ. તેથીજ મ. ગાંધીજીએ અસહયોગ કરવાનું કહ્યું. વિલાયતમાં જો પ્રજાનું દુઃખ દૂર કરવામાં આવે તો જ પ્રજા કર આપે. તેથી રૈયતની મરજી માફક રાજતંત્ર ના બદલે તો આપણે ટેક્ષ ના આપવા. આ રીતમાં કોઇને નુકશાન નથી થવાનું. માથું પણ નથી ફુટવાનું. જો આમ થશે તો સરકારને નીતિ બદલવી પડશે. સરકાર કર લઇ ખરચ કરે છે. સરકારી નોકરો નોકરી છોડી દે, ઓનરરી કામ કરવાનું મૂકી દે તો સરકારનું કામ ના ચાલે. વોઇસરોયને ગાંધીજીએ કહ્યું પણ માન્યું નહીં તેથી લડત ચાલુ કરી. અને સરકારના કાયદા તોડવાનું શરૂ કર્યું. તેમણે પ્રથમ મીઠાનો કાયદો તોડવા હાથમાં કામ લીધું. નદીમાંથી પાણી લઇ પીએ, લુગડાં ધોઇએ તો કાંઇ નહીં પણ તે પાણી ઉકાળી મીઠું બનાવીએ તો જુલ્મ થાય. આ રાજ્ય આવ્યા પહેલાં નીમકનો કાયદો નહોતો. સમુદ્રના પાણીનું

સર્પના ફિરણથી ચીઠું બનાવીએ તો જુલમ થાય તે માટે જેલમાં મોકલે. પણ કાયદામાં નથી લખ્યું કે લાઠી મારે.

## શરાબ એ ખરાબ ચીજ છે

હીંદુ મુસલમાન માટે શરાબ પીવો એ ખરાબ ચીજ છે, પહેલાં શરાબના વાસણમાં પગ પડી જાય કે અડકાઇ જવાય તો બધાં લુગડાં પલાળી નહાવું પડતું. અંગ્રેજ આવ્યા પહેલાં કોઇ કોઇ માણસ દારૂ પીનાર હતા. અંગ્રેજો તેમનો દેશ ઠંડો હોવાથી દારૂ પીતા. તેમણે દેશમાં ઠેર ઠેર પીઠાં ખોલ્યાં. આ પીઠાંથી નુકસાન ગરીબ લોકોને થયું. શરાબ પીનારનાં બાળબચ્ચાં સ્ત્રી વીગેરે ભૂખે મરે છે. તેથી ગાંધીજીએ પીકેટીંગ કરવાનું કહ્યું અને તે કરવામાં લડવું નહીં. ગાળો દેવી નહી. દારૂની આવક ગુજરાતમાંથી ૧૪ લાખ થાય છે તે કરવાથી બચે એટલું લોકો દુધ પીએ. દારૂનું પીકેટીંગ કરનાર ઉપર લાઠી ચલાવવી તે શું અનર્થ ના કહેવાય?

## વિદેશી કાપડ

દર વરસે ૬૬ કરોડ રૂપીઆનું વિદેશી કાપડ આવે છે. દુનિયામાં અંગ્રેજોને હીંદુસ્તાન મળ્યું તેથી તેઓ દોલતમંદ થયા. ભારતવર્ષ આજે ગરીબ દશામાં છે, આજે હીંદમાં આવક કમી છે. આ દેશમાં કરોડો ભાઇબ્હેન ભૂખે મરે છે. આ ગરીબાઈ મટાડવા વિદેશી કાપડની દુકાનો ઉપર ભાઇ બ્હેન પીકેટીંગ કરવા લાગ્યાં. હીંદુસ્તાનનું કાપડ નહીં વાપરવાનો કાયદો કરવાનો તેમને ઈગ્લાંડમાં હક્ક છે. આપણને વિદેશી કાપડ નહીં વાપરવા માટે કાયદો બનાવવાનો હક્ક નથી. અને વિદેશી કાપડ નહીં ખરીદવા સમજાવનાર ભાઇ બ્હેનોને પકડી જેલમાં પૂરે છે. વિદેશી રાજ્ય કે વિદેશી લોક બીજા દેશને ફાયદો ન કરી શકે. કારણ કે તેઓ તેમનાં ખીસ્સાં ભરવાની વાત કરે. ૩૨ કરોડ હીંદુ મુસલમાન ભેગા મળી રાજ કરે અને દેશને સુખી કરે એજ મ. ગાંધીજી માગે છે. જ્યાં જોશો ત્યાં દરેક જગાએ અંગ્રેજ લોકો જોશો. દરેક જગાએ આપણો હીંદી હોવો જોઇએ સ્વરાજ હોય તો તમામ જગાઓ ઉપર આપણે ભગે

તેને નીમીએ અને આપણો રાષ્ટ્રીયધ્વજ હોય. આજ સુધી ભારતવર્ષનો વાવટો નહોતો તેથી બાળકો પોતાની નિશાળમાં રાષ્ટ્રીય વાવટો ચઢાવવા માગે તો તેને લાઠી મારે. વિલાયતની સ્કુલોમાં તેમના વાવટાનું માન છે તેમ આપણને આપણો વાવટો વહાલો હોવો જોઇએ અને તેને માટે માન હોવું જોઇએ.

### તમે તમારા દેશમાં અમે અમારા દેશમાં

રાજ્ય કરીશું. સ્વરાજ્ય મેળવવા માટે ઘણાં ભાઇબ્હેન અને સ્રી પુરૂષોએ બળિદાન આપ્યાં છે. મ. ગાંધીજીના રસ્તે ચાલીશું તો સરકાર જલદીથી વાતચીત કરશે. જે ક્રમ ચાલે છે તે સરકાર સમજી ગઇ છે કે લોકો ઉભા થયા છે. મનમાંથી ડર કાઢી નાખો. સત્ય, દયા અને ધર્મ કાયમ રાખો. મારે તો માર ખાવ પણ અહિંસાનું પાલન કરો. સ્વરાજ લીધા પછી આપણે સંતોષ માનીશું. પહેલાં કાળાં કપડાંનો રંગ શનીશ્વર કહેવાતો તે હવે બદલાઇ ગયો છે. તમો બધા સંકલ્પ કરો કે હવે પછી એકપણ ઇંચ વિદેશી કાપડ નહીં ખરીદીએ. જેણે આવો સંકલ્પ કર્યો હોય તે હાથ ઉંચા કરો. (બધાએ સભામાં હાથ ઉંચા કર્યા ) તમે હાથ આકાશમાં ઇશ્વર તરફ ઉઠાવી સંકલ્પ કર્યો છે. તેથી તમારો સંકલ્પ ભૂલી ના જશો. પુરાણા વખતમાં માતાઓ અને બહેનો સુતર કાંતતી હતી તે કામ આજે ચાલુ થયું છે, દશ વરસમાં ખાદીનો પ્રચાર થયો છે તે રૂપીએ ચાર આનાજ થયો છે,

### ભાઈ બહેનની હરિફાઇ જોઈએ

મીલના શેઠીઆઓ મીલમાં સારા રૂનું ઝીણું સુતર કાઢે તેના કરતાં બહેનો ઘણુંજ સારૂં ઝીણું સુતર હાથે કાંતી ભાઇ બહેન વચ્ચે હરિફાઇ કરે, હજુ ખાદીનો પ્રચાર બાર આના બાકી છે, મ. ગાંધી કરતાં કોઇ માણસ મોટો નથી છતાં જેલમાં કાંત્યા સિવાય તે ખાતા નથી સુતા નથી. બહેનો અને ભાઇઓ ભારત માતાની લાજ તમારા હાથમાં છે, બાદ વંદેમાતરમનું ગીત ગવાયા પછી મીટીંગ બરખાસ્ત થઇ હતી.

# મીલઓનર્સ એસોસીએશનની સભા

[ તા. ૨૩–૮–૩૦, અમદાવાદના મીલમાલેકો સમક્ષનું પ્રવચન ]

અમદાવાદમાં જેવો સ્વદેશી વ્યાપાર ચાલે છે તેવો બીજે ક્યાંય ચાલતો નથી. અમદાવાદમાં મેનેજરો, ડીરેક્ટરો બધા સ્વદેશી છે. વળી તમારો અને મજુરોનો સંબંધ પણ સારો છે. મુંબઇમાં હડતાળો પડવાથી

રૂ. ૬ કરોડનું નુકશાન

થયું હતું. પણ તમારે અહીં મહાત્મા ગાંધીજીના પ્રતાપથી મીલો અડધો દિવસ પણ બંધ નથી રહી. આ બધી સંતોષની બાબત છે. અહીં જે સ્વદેશી વ્યાપારની ઉન્નતિ થઇ છે, અને મજુરો અને માલીકો વચ્ચે જે સારો સંબંધ છે તે સંતોષકારક છે. પરંતુ ભારતવર્ષમાં જેટલું રૂ ઉત્પન્ન થાય છે તેનો અડધો ભાગ પરદેશ જાય છે. લગભગ ૨૦ લાખ ગાંસડીઓ પરદેશ જાય છે તેમાંથી કાપડ બનીને આપણા દેશમાં આવે છે. મુંબઈમાં ૧૨ આને રતલ જાપાનનું કાપડ વેચાય છે. તેમાંથી ૩ આના કરના આપવામાં આવે છે. જાપાનનું કાપડ આટલું સસ્તું વેચાય છે. દેશમાં જે રૂ થાય તે અમદાવાદ, મુંબઈ, કાનપુર કે અમૃતસરમાં વણાવું જોઇએ. આપણું રૂ આપણા દેશમાં શા માટે ન વપરાય તે દૃષ્ટિથી વિચાર કરવો જોઇએ. જાપાન થોડા વખતથી મીલોનો વ્યાપાર કરે છે. છતાં તેની ઉન્નતિ કેવી થઈ છે ! ત્યાં દેશની દૃષ્ટિથી વ્યાપાર થાય છે. છેલ્લાં ૫, ૭ વર્ષમાં

લેન્કેશાયરની જેટલી આયાત ઘટી છે તેટલી જાપાનની વધી છે. હું જાપાનનો ભક્ત નથી પણ હિંદુસ્તાનનો છું તો પણ જાપાનમાં જે ગુણ હોય તે આપણે લેવા જોઇએ. લઢાઇ ચાલતી હતી ત્યારે જાપાનની સરકારે મજુરોની કેળવણી કેવી હોવી જોઇએ તેની તપાસ કરવા માટે કમીટી નીમી હતી. જાપાન જાણતું હતું કે લઢાઈ પુરી થયા. પછી વ્યાપારી લઢાઈ ચાલશે. તે વખતે મજુરોની કામ કરવાની શક્તિની હરીફાઈ થશે. આપણા હાથમાં આપણી સરકાર નથી છતાં મજુરોની

### કામ કરવાની શક્તિ

વધે તે માટે મજુરોનાં કલ્યાણનાં કામો થવાં જોઇએ. જાપાનની ૧૦ વર્ષમાં ઉન્નતિ થઇ તેનું કારણ મજુરોની કામ કરવાની શક્તિ છે. જાપાનમાં મીલો રાત દિવસ કામ કરે છે તેથી ત્યાં સસ્તું કાપડ ઉત્પન્ન થાય છે. સરકારે જાપાનના કાપડ પર પણ ડયુટી નાખી છે પણ જાપાનની સરકારને તેની પરવા નથી. આપણા દેશમાં ૬૬ કરોડનું પરદેશી કાપડ આવે છે તે લજ્જા અને કલંકની વાત છે. આપણા દેશમાં બજાર છે છતાં આપણે રૂ. ૬૬ કરોડ બહાર જવા દઇએ છીએ. હું પહેલાં મીલનું કાપડ પહેરતો હતો પણ જેટલું સુખ ખાદી પહેરવામાં પડે છે તેટલું બીજાં કપડાં પહેરવાથી પડતું નથી. ખાદી ઉન્હાળામાં ઠંડક અને શીયાળામાં ગરમી આપે છે. પણ એકલી ખાદીથી પરદેશ જતા પૈસા અટકશે નહિ. ખાદી અને મીલના કાપડ બંનેથી રૂ. ૬૬ કરોડ બચાવવા જોઇએ. નવી મીલો કરો અથવા જુની મીલો રાતદિવસ ચલાવો. અમદાવાદમાં ૧૦ નવી મીલો થઇ છે. પણ મજુરોને ઘણી હાડમારી વેઠવી પડે છે. હું ફરીથી અમદાવાદમાં આવ્યો છું તે જાહેર ભાષણ કરવા માટે નહિ પણ મજુરોની સ્થિતિ જોવા. હું ગુજરાત કોટન મીલ, એડવાન્સ મીલ, અશોક મીલ, અને મુળચંદ જેઠીસનની મીલો જોઇ આવ્યો છું. મેં મજુરોની ચાલીઓ જોઇ. વીસમીસદીમાં અમદાવાદની મ્યુનીસીપાલીટી

આવી ચાલીઓ કેમ રહેવા દે છે? અમદાવાદ મોટું શહેર છે, ૩ લાખની વસ્તી છે, ૬૦ મીલો છે. લખનૌ, કલકત્તા, કાનપુર વગેરે શહેરોની મ્યુનીસીપાલીટીઓએ કેવા સુધારા કર્યા છે? તેમની સરખામણીમાં અમદાવાદ નર્ક છે. આ શહેરમાં ભવિષ્યમાં વ્યાપાર વધવાનો છે. અમદાવાદ ગુજરાતનું કેન્દ્ર છે, પાસેજ સુરતનું રૂ છે, તેથી મીલ ઉદ્યોગ હજુ વધશે. પણ મજુરોની સ્થિતિ ખરાબ છે, તે સુધારો. શહેરનું આરોગ્ય સુધરશે તો વ્યાપાર સારો ચાલશે. કસ્તુરભાઈની અશોક મીલ જોઈ હું પ્રસન્ન થયો. ટાટાની એડવાન્સ મીલ પણ સારી છે, પણ ગુજરાત કોટન મીલ જોઇને મને લાગ્યું કે અહીં મ્યુનીસીપાલીટી કે સરકાર છે કે નહીં? ભવિષ્યમાં ભયંકર વખત આવે છે. મજુરોને માટે મકાનની વ્યવસ્થા થવી જોઈએ. મજુરમહાજનના મંત્રી મી. ગુલઝારીલાલને મેં પુછ્યું કે મજુરો ન્હાય છે કે નહીં? મજુરો મનુષ્ય છે. તેમને માટે પીવાનું પાણી નથી તો ન્હાવાનું ક્યાંથી હોય? ન્હાયા વગર કામ સારૂં થઈ શકતું નથી. મજુરોને જાજરૂનું પણ દુઃખ છે. મજુરો માટે ઘરોની યોજના બનાવો. મજુરો માટે ૩૦ હજાર મકાનોની જરૂર છે. મજુરો માટે સારાં મકાન હોય તો તેઓ ૨૫ થી ૫૦ ટકા સારૂં કામ કરે. મીલોમાં મોટાં રીઝર્વ ફંડ છે. આ રીઝર્વ ફંડ બેન્કમાં કે સરકારી કાગળીયામાં રોકવાં તેના કરતાં મજુરોનાં મકાનો કરવામાં રોકવાં તે વધારે સારૂં છે. અથવા લોન લઇને મજુરો માટે મકાનો બંધાવો. મ્યુનીસીપાલીટીએ ગટરની પણ યોજના કરવી જોઇએ. અમદાવાદ જેવી મ્યુનીસીપાલીટી માટે સ્વતંત્ર કાયદો જોઇએ. મજુરો અને માલીકોના પ્રતિનિધિઓ મળી મ્યુનીસીપાલીટીને સુધારો. આ દેશનું કામ છે એમ માનો. મજુરો સુખથી રહેશે તો તેમની કામ કરવાની શક્તિ વધશે. જાપાનના સસ્તા માલ સાથે હરીફાઈ ચાલુ છે. વ્યાપારી જગતમાં યુદ્ધ ચાલી રહ્યું છે.

## રસમય ચર્ચા

રા. ગોરધનભાઈ—અમદાવાદ મ્યુ. માંથી મીલમાલીકોનું પ્રતિનિધિત્વ નીકળી ગયું છે.

શેઠ અંબાલાલ—અમદાવાદમાં માથા દીઠ ફક્ત રૂ. ૯ જ કર છે.

પંડિત માલવીયા—અમદાવાદમાં જે સગવડો છે તે જોતાં તેટલો પણ કર ન હોવો જોઇએ.

શેઠ અંબાલાલ—હું કહું છું કે લોકો કર આપવા અને કારોબારી ખાતાને સત્તા આપવા તૈયાર નથી. જો કોઈ સુધારા કરવામાં આવે છે તો લોકો કહે છે કે અમદાવાદને પેરીસ અને લંડન બનાવે છે. લંડન અને પેરીસ જેટલું સ્વચ્છ અમદાવાદ એકદમ નહી થાય પણ તેને સ્વચ્છ બનાવવાનોજ વિરોધ કરવામાં આવે છે.

પંડિત માલવીયા—દરેક ગામ લંડન અને પેરીસ જેવું સ્વચ્છ હોવું જોઇએ.

શેઠ અંબાલાલ—અમદાવાદની વસ્તી એકદમ વધે છે.

પંડિત માલવીયા—બાળક મોટું થાય તેમ તેનાં કપડાં બદલવાં જોઈએ. બાકી કર આપવાનું કોઇને ગમતું નથી. તોપણ લોકોને સમજાવવાથી તેઓ સમજશે.

મી. જી. વી. માવલંકર—અમદાવાદમાં કોઇ સારા માણસને એક હથ્થુ સત્તા આપી કામ કરવાની જરૂર છે. તેથી ભુલો થશે પણ કામ એકદમ થશે.

શેઠ અંબાલાલ—અમદાવાદમાં શહેર સુધારવાની ઈચ્છાજ નથી.

પંડિત માલવીયા—અમદાવાદને સ્વર્ગ બનાવો અને પ્રજામત કેળવો.

# ડાકોરમાં ભાષણ

[ તા. ૨૩–૮–૪૦ ને દિવસે ડાકોરમાં આપેલું ભાષણ ]

**ભાઈઓ અને બ્હેનો:**

ભગવાન રણછોડરાયની નગરીમાં ભાઈઓ અને બ્હેનોની આવી વિશાળ સભા જોઈ હું ખરેખર આનંદ પામું છું આજે સભા શા માટે મળી છે તે આપ જાણો છો. આપણો દેશ કયો છે? હિન્દુસ્તાન પૃથ્વી ઉપર જુનામાં જુનો સૌથી સારામાં સારો દેશ છે. તેના જેવો બીજો દેશ કોઈ જગ્યાએ નહીં હોય. કારણ આપણને ભગવાને ધન, સુખ, વિગેરે પહેલેથી આપ્યું હતું. આ ભૂમિ ઉપર ભગવાને સ્વમુખથી ઉપદેશ કર્યો. ભાગવતમાં વિષ્ણુપુરાણમાં લખ્યું છે કે જે જનનો જન્મ હિંદુસ્તાનમાં થયો તે સદ્‌ભાગી છે. જેણે મુસાફરી કરી છે તેને ખબર હશે કે ભારતવર્ષ જેવો દેશ બીજે ક્યાંય નહિ હોય. ૫૬ ભોગની સામગ્રી આ દેશમાં છે. ભગવાને આપણા ઉપર અનુગ્રહ કરી જોઈતી દરેકે દરેક ચીજ હિંદુસ્તાનમાં પેદા કરી છે. તેમણે જે અનેક સુખનાં સાધન બનાવ્યાં છે તેની ગણત્રી કરવી મુશ્કેલ છે. ઈગ્લાંડમાં ઘઉં નથી પાકતા. જો તે અમેરિકાથી ના જાય તો ત્યાંના લોકો ભૂખે મરે. આપણા દેશમાં ઘઉં, બાજરી વિગેરે બનાવ્યાં છે. લુગડાં માટે દેશમાં રૂ પણ પાકે છે. અંગ્રેજોને રૂની ખબર નહોતી. તેથી રૂ જો વિલાયતમાં ના જાય તો ત્યાંની મીલોનું શું થાય? આપણે બધા આ દેશનો શો મહિમા ગાઈશું? ધર્મથી રહેવામાં સુખી

મનાય છે. આ દેશના આચારો દુનિયાના બીજા દેશોમાં નથી. ઈંગ્લાંડમાં દાંત સાફ કરવાની અને ન્હાવાની પણ ખબર નથી. હાલમાં વિલાયતની સ્કુલમાં સાફસુફ રાખવાનું શીખવવામાં આવે છે, પણ અંદરની સફાઇ નથી. ૩૨ કરોડની વસ્તી હિંદુસ્તાનમાં છે. રામરાજ્યની વાત સાંભળેલી છે. એ રાજ્યમાં કોઇ જાતના ઝઘડા ન હતા. અંગ્રેજોએ, વેપાર કરવા આવ્યા પછી, આપણું કાપડ લઇ જઇ દલાલી ખાવાની શરૂઆત કરી. તે વખતે આપણા અંદર અંદરના ઝઘડાને લીધે રાજ્ય ચલાવ્યું અને જમાવ્યું. તે તેમની તારીફની વાત છે. પણ આપણે લાજવાનું છે. આપણા દેશમાં આપણું રાજ્ય હોવું જોઇએ એ પરમાત્માનો નિયમ છે. એક પ્રજા ઉપર બીજી પ્રજા રાજ કરે તો તેમાં ઘણી બુરાઇઓ પેદા થાય. અનુભવથી માલુમ પડયું છે કે ૧૭૫ વરસથી અંગ્રેજી રાજ્યમાં બુરાઇ થઇ છે. જે સુખ જોઇએ છે તે નથી મળતું. ૪૫ વરસથી કોંગ્રેસ માગતી આવે છે કે પ્રજાએ ચુંટેલા પંચ મારફતે આ દેશમાં રાજ્ય હોવું જોઇએ, પણ અંગ્રેજી રાજ્યે માન્યું નહીં. હાલની અંગ્રેજી રાજ્યનીતિ છે તેથી દેશને નુકસાન છે. દાદાભાઇ નવરોજજી ૭૫ વરસ સુધી સરકારને લખી બુઢ્ઢા થઇ મરી ગયા પણ સરકારે માન્યું નહિ. મહેસુલની બાબતમાં પણ તેમણે અને બીજાઓએ કહ્યું કે ખેડુતો કેટલી હાડમારી ભોગવી અનાજ વાવે છે છતાં તેમની પાસેથી જે કર લેવામાં આવે છે તે ઘણો ભારે છે અને ખેડુત કાંઇ બચાવી શકતો નથી. જમીન મહેસુલ અડધું કરો કે ચોથા ભાગનું કરો. પણ સરકારે માન્યું નહી. એક કારોબારી અમલદાર રિપોર્ટ કરે કે મહેસુલ વધારો તો વધારે. બારડોલીનો દાખલો જુઓ, ખેડુતોએ જ્યારે મહેસુલ બારડોલીમાં બંધ કર્યું ત્યારે તેમને ઘણું દુઃખ ભોગવવું પડયું. આખરે કમીટી નીમી અને મહેસુલ ઓછું થયું. આ સરકાર પ્રજાની મરજી માફક કામ કરતી નથી.

### ખેડુતનું ધન શુદ્ધ છે.

ગાયના બચ્ચાને સારૂ દોહતી વખતે દુધ રાખવું પડે છે તેમ અમારા ખેડુતને બચાવો. તે માટે મ. ગાંધીજીએ વોઇસરોયને કાગળ લખ્યો કે મહેસુલ અડધું કરો. સરકારે માન્યું નહિ, અંગ્રેજ રાજ્યના આવ્યા પહેલાં નીમકનો કાયદો નહોતો, આ કાયદો કાઢી નાંખવા માટે દાદાભાઇએ કહેલું. હવા ઉપર ટેક્ષ નથી તે પ્રમાણે નીમક ઉપર ટેક્ષ ના જોઇએ. ગાય બળદને મીઠું ના મળે તો દીવાલ ચાટે છે. તેથી આ કાયદા માટે મ. ગાંધીજીએ લખ્યું. શરાબ પુરાણા વખતમાં થોડા લોક પીતા હતા તે પણ શરમાઇને પીતા. હાલમાં આ દેશમાં દારૂ પીવાનું ખૂબ વધ્યું છે. તેથી પૈસા ખોયા અને ઇજ્જત પણ જાય છે. દૂધનો મહિમા આ દેશના લોકો સારી રીતે જાણે છે. પણ અંગ્રેજોએ ગાયોને પણ મારી નાંખી. તેમાં તેઓ હાની નથી એમ સમજે છે. આમ થવાથી શહેરમાં દૂધ અને દહીં દેખાતું નથી તેથી બાળમરણનું પ્રમાણ વધે છે.

# મીલ મજુરો સમક્ષ ભાષણ

**ભાઈઓ અને બ્હેનો:**

તમારી વિશાળ સભા જોઈને મને સંતોષ થાય છે. નવ વર્ષ પહેલાં હું આવ્યો હતો ત્યારથી અત્યારે તમારી ઉન્નતિ જોઇ હું પ્રસન્ન થયો છું. તમારૂં માસિક લવાજમ રૂ. ૧૦૦૦૦ ઉપર છે, તમે પાઠશાળા, અખાડા, હોસ્પીટલ, વિ૦ ઉન્નતિનાં અનેક સાધનો વસાવ્યાં છે તેથી મને પરમ સંતોષ થયો છે, પણ હું થોડામાં સંતોષ માનું તેવો નથી હજી ઘણીજ ઉન્નતિની આવશ્યક્તા છે. મારી અભિલાષા તો એવી છે કે તમે

## નાગરિકોની માફક રહો

મેં તમારા મંત્રી શ્રી નંદાને પૂછ્યું કે બધા કામદારો સવારમાં સ્નાન કરીને કામ ઉપર જાય છે કે કેમ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે તેમને પાણીનું દુઃખ છે, બાજરૂનું દુઃખ છે, બહુ મુશ્કેલી પડે છે. માણસ માત્રને રાત્રે સુતા પછી પરસેવો વળે છે, તેથી શરીર મેલું થઇ જાય છે. માટે સ્નાન તો કરવું જ જોઇએ. તેનાથી તાજગી, નવું બળ, શક્તિ તથા ઉત્સાહ આવે છે. મજુરને ગમે તે પગાર મળતો હોય પણ તેને સવારમાં સ્નાન કરવાની સગવડ તો હોવી જ જોઇએ. આજે મેં કેટલીક ચાલીઓ જોઇ. તેમાં અશોક મીલની ચાલી સંતોષ-કારક છે, જો કે તેમાં પણ સુધારા આવશ્યક છે, પરંતુ એક એવી ચાલી જોઇ જેથી મને ઘણું દુઃખ થયું ત્યાંની કોટડીઓ

## મનુષ્યોને રહેવા લાયક નથી.

અમદાવાદમાં કામદારો માટે વધારે મકાનો બંધાવવાની અતિશય જરૂર છે. મેં આ પ્રશ્ન મીલ માલીકો સાથે ચર્ચ્યો હતો. તેઓ કહે છે કે મકાનો બાંધવા તેઓ તૈયાર છે પણ જગા મળતી નથી એમ કહે છે. પાણીના નીકાલ માટે કશી સગવડ નથી. એટલે પાણીની જોઇતી સગવડ થઇ શકતી નથી. ઘરોની તાણુ જોઇને મને એટલું દુઃખ થયું છે કે જ્યાં સુધી પુરતા પ્રમાણુમાં સારાં મકાનો નહિ થાય ત્યાં સુધી મને સંતોષ થશે નહિ. હું મજુર મહાજન, મીલ માલેક મંડળ તથા મ્યુ. ને આગ્રહ પૂર્વક આ પ્રશ્નનો નિકાલ કરવાની વિનંતિ કરીશ. મારો સિદ્ધાંત છે કે મીલ માલીકો તથા મજુરો ગાડીના બે પૈડા માફક, જમણા ને ડાબા હાથ સમાન છે. જ્યાં સુધી બન્ને ભેગા ન મળે ત્યાં સુધી કલ્યાણુ ન થાય. મુંબઇની હડતાળોથી કરોડોનું નુકસાન થયું, પણ અહીં મહાત્માજી ને મીલમાલીકોની સમજુતને લીધે એકે હડતાળ પડી નથી. અહીંઆં મજૂરો તથા માલીકો વચ્ચે સંબંધ સારો છે, એ તારીફની વાત છે. પરંતુ મીલમાલીકો તથા મજૂરો વચ્ચે ખરો પ્રેમ તો ત્યારે જ સ્થપાય જ્યારે માલીકો મજૂરોનાં દુઃખ દૂર કરવા તથા સુખ વધારવા માટે હંમેશ તત્પર રહે. મકાનની બાબતમાં અલબત અડચણુ છે, પાણી પૂરતું મળતું નથી, બાળકોના સ્વાસ્થ્ય માટે સારા ઘોડીઆખાતાની, શિક્ષણુશાળાઓની તથા દવાખાનાઓની જરૂર છે. ઓછામાં ઓછાં નવાં ૨૦–૨૫ હજાર મકાનો જ્યાં સુધી ન બને ત્યાં સુધી મને સંતોષ નહિ થાય. આ બધાં મકાનો એક વર્ષમાં તો નજ બની શકે, પણ દર વર્ષે ૫ હજાર તો થઇ શકે. આ માટે

## મજુર હાઉસીંગ સોસાઇટીની

ઘણી જરૂર છે. તેમાં મજૂરમહાજન, મીલમાલીકો તથા મ્યુ. ત્રણેના પ્રતિનિધિઓ હોવા જોઇએ. એમાં ૫૦ લાખ કે કરોડ રૂ.

જોઇશે. મીલમાલીકો જેમ તેમના અમલદારો તથા સાંચાઓ રાખવા માટે લાખો રૂ. ખર્ચી મકાનો બનાવે છે, તેમ તમારે માટે પણ બનાવવાં જોઇએ. સારાં મકાન થશે તો મન, શક્તિ, બુદ્ધિ સુધરશે ને સહેજે સવાયું, દોઢું કામકાજ તમે કરી શકશો.

તમે નિશાળો, અખાડા, પુસ્તકાલયો વિ. સ્થાપ્યાં છે પણ તે હજી પુરતાં નથી. દરેક દેશની સભ્ય સરકાર ફરજીઆત કેળવણી મફત આપે છે. આપણે ત્યાં તેમ નથી, માટે સ્વરાજ્યની જરૂર છે. અત્યારે જે લડાઇ થાય છે તેમાં ખેડુત તથા મજૂર એ બે સ્વરાજના ફળના વધુ અધિકારી છે. એક અનાજ પકવે છે, બીજા, ઉપર વેપારનો આધાર છે. બીજા દેશના મજૂરોને પોતાના દેશોનું મમત્વ હોય છે, તે કામ સારી રીતે કરી દેશભક્તિ બતાવે છે. જાપાન અમેરિકાના મજૂરો ચતુર તથા હોશીઆર છે. તેઓ કહે છે કે અમે હિન્દી મજૂર કરતાં ત્રણગણું કામ કરીએ છીએ, ત્યારે મને દુઃખ થાય છે. એ શા માટે? પરમાત્માનો અંશ તો સૌમાં સરખો છે; ખામી ફક્ત વિદ્યાની છે. તેમને બચપણથી સુવિદ્યા મળે છે. તેઓ ભણે છે ને રોજ વધુ નિપુણતા મેળવે છે. તમે પણ તેમ કરી તેમનાથી પણ ચઢી જાવ તેવી મારી ઉમેદ છે. બીજું તમે

## પરદેશી કાપડનો બહિષ્કાર

કરજો જેથી ૬૬ કરોડ રૂપીઆ બચશે. એ પૈસા રહે તો કયારાનું પાણી જેમ આખા બાગમાં ફરી વળે છે તેમ હિંદમાં પૈસાની રેલ ફરી વળશે. એટલું કાપડ આપણા દેશમાં બનાવી લો. ફુરસદવાળા લોકો હાથે સુતર કાંતી કાપડ બનાવે. ગાંધીજી જેલ કે રેલ્વેમાં બધે સુતર કાંતે છે. તેઓ કહે છે

## સુતર આપો ને સ્વરાજ લો

કેટલો સસ્તો સોદો? દુનીયામાં આથી સસ્તો સોદો સાંભળ્યો નથી. સરકાર પાસે તો તોપ, બંદૂક ને લાઠી પણ છે. લાઠીનો ઉપયોગ

માણસો ઉપર આવે તે શરમની વાત છે, જે જબરા પ્રોડેસ્વારો દેશના રક્ષણ માટે રોકવામાં આવ્યા છે તેઓ આ દેશના નાના બચ્ચાંઓને ગાડીથી ફુંકી નાખે તે કેટલું ભયંકર છે ? તેની સામે ગાંધીજીનું શસ્ત્ર કાચા સુતરનો ધાગો છે, એ તો જાદુ છે. તમે વધુ કાંતી ન શકો તો એકવાર કાંતો. ગાંધીજી ઇશ્વરની પેઠે ભાવના, પ્રેમના ભૂખ્યા છે. તેમને એથી સંતોષ થશે. વિદેશી કાપડ બંધ કરો ને તેની ખોટ પુરી પાડવા એવું સારૂં કામ કરો કે સૌ ચકિત થઇ જાય. વિલાયતમાં એક માણસ ૧૮ શાળો ચલાવે છે, શા માટે તમે ૨૦ ન ચલાવો ?

## દારૂ નિષેધ

મને સાંભળીને આનંદ થાય છે કે તમે ઠરાવ કર્યો છે કે જે દારૂ પીએ તેને તમારા મહાજનમાંથી દૂર કરવો. ૧૯૨૦ માં ગાંધીજીએ તમારી સમક્ષ એ વસ્તુ મૂકી હતી. ત્યારે તમે તૈયાર ન હોતા, આજે તમે એ કરી બતાવ્યું છે, કેટલું સારૂં થયું છે કે જે મજૂર છાનો દારૂ પીએ તેમને મજુરો કે મજૂર સ્વયંસેવકો પોતેજ પકડીને લાવે છે તથા તેમનો દંડ કરાવે છે. ઘણા માણુસો પીકેટીંગમાં રોકાયેલા છે તે બહુ આનંદની વાત છે. તે માટે હું અભિનંદન આપું છું. આથી ૧૪ લાખ રૂા. બચશે. એટલે પ્રમાણમાં તમારો પગાર એટલો વધ્યો કહેવાય. તેનું બાળકોને દૂધ પીવરાવો. અમેરિકાએ તો ઘણા વર્ષથી દારૂબંધીનો કાનુન કર્યો છે. આપણુને હજી તેવો કાયદો કરવાનો અધિકાર નથી મળ્યો તે માટે સ્વરાજ્ય જોઇએ છે. પરંતુ તમે મજૂર મહાજનની પાર્લામેન્ટમાં જે બીલ પસાર કર્યું તે માટે ખૂબ અભિનંદન ઘટે છે. દારૂથી ઇજ્જત, કીર્તિ, પૈસા બધું જાય છે. જીવતા માણુસો શબ જેવા થઇ જાય છે. વળી અત્યારે આઝાદીની લડત ચાલે છે, તેવે સમયે તમે અમદાવાદમાં ૧૪ લાખ રૂા. બચાવી વધુ મદદ કરી છે.

## અસ્પૃશ્યતા નિવારણ

તુલસીદાસે કહ્યું છે કે પંચતત્ત્વના મનુષ્યના પુતળામાં ઇશ્વરનો

અંશ છે, તે જીવ છે, તે અવિનાશી છે. તે જ્યોત શંકરાચાર્યમાં, પંચમ જ્યોર્જમાં, મારામાં ને અછૂતમાં સૌમાં સરખી છે. છૂત અને અછૂત સૌ ઇશ્વરને મન સરખા છે. માટે અછૂતો સાથે સારા માણસો સાથે વર્તો છો તેવી રીતે વર્તો. તમારા સ્વાશ્રય ઉપર આધાર રાખો ને પરમાત્મા તમને જરૂર મદદ કરશે. શુદ્રો પરમાત્માના પગ કહેવાય છે, પણ પરમાત્માના ચરણકમળનું સૌ જોગી લોકો ધ્યાન ધરે છે, ત્યારે તે હલકા શાના? જગતપિતાએ શરીરનો સાંચો સૌને સરખો આપ્યો છે, જરાએ ભેદભાવ રાખ્યો નથી. જો શિક્ષણની અનુકુળતા મળી હોય તો તેઓ પણ મહાન પુરૂષો જેટલા બુદ્ધિમાન થઇ શકે.

સદાચાર પાળો. પ્રાતઃકાળ તથા સાયંકાળ ઈશ્વરનું સ્મરણ કરો. ઉગતા સૂર્યને તથા ડુબતા સૂર્યને અર્ધ્ય આપો. કારણ સૂર્યને ઈશ્વરે બનાવ્યો છે, ને તે તેનું સ્મરણ કરાવનાર જ્યોતિ છે. કસરત કરો, અખાડામાં કુસ્તી કરો. શરીર કેળવો ને પછી દેશ સેવા કરો. દેશ માટે

**તન, મન તથા ધન**

અર્પણ કરો તો થોડા જ માસમાં સરકાર ગાંધીજીને બોલાવશે ને સ્વરાજ્ય સ્થપાશે, ઈશ્વર તમારૂ કલ્યાણ કરો.

# ગોધરામાં ભાષણ

[ તા. ૨૫–૮–૩૦ ગોધરામાં ભાષણ. ]

**ભાઈઓ અને બહેનો:**

જે ઉત્સાહથી મારૂં ગઈ રાત્રે સ્વાગત કર્યું છે તેમ જ આજે સવારે અહીં આવ્યા છો તે માટે તમારો આભાર માનું છું. આ સભા જોઇ મને ઘણો સંતોષ થાય છે. સરઘસ કાઢવામાં પ્રેમ હોય છે પણ મને જે પરિશ્રમ પડયો છે તે મારા અવાજથી માલુમ પડતો હશે. મારે સેવા કરવાના થોડા દિવસ છે. કારણ કે મારી જીંદગી ઘણી વીતી ગઇ છે. પ્રભુની માયાથી આ સંસાર રચાય છે. પરમાત્મા એક છે. હિંદુઓ પરમાત્માને પરબ્રહ્મના નામથી પૂજે છે. મુસલમાનો પણ અનેક નામથી પૂજે છે. જેણે મુસલમાનને બનાવ્યા તેણે જ હિંદુઓને બનાવ્યા છે માટે હિંદુ મુસલમાનોને બનાવનાર પરમાત્મા કે ખુદા એકજ છે. અને જો એકજ ખુદા હોય તો દુનિયામાં તમામ પ્રજા તેનીજ છે, રામ રહીમ બંનેની મતલબ એકજ છે. જ્યારે આપણે તેની ઓલાદ છીએ ત્યાર આપણી દરેક કોમની ફરજ છે કે એક બીજાને પ્રેમથી જોવા જોઇએ. ધર્મ જે પ્રમાણે શીખવે છે તે પ્રમાણે આપણે કરવું જોઇએ. જે ધર્મ આપણા ઘરડાઓ બતાવી ગયા છે તે પ્રમાણે કરવું. જુદી જુદી રીતે જેની સેવા કરીએ છીએ તે એક જ છે. સેવા કરવાના ગમે તેટલા રસ્તા જુદા હોય તો પણ આજે એકનીજ સેવા કરવાની છે. તેથી આ વિચાર પહેલાં લાવી જાણવું કે પરમાત્મા અને ખુદા એક છે. જો આ સમજીએ તો અંદર અંદર ઝગડા ના થાય. ( સભામાંથી અવાજ આવ્યો કે સરકાર અંદર અંદર

ઝગડા કરાવે છે. ) આપણો દેશ હિંદુસ્તાન છે. હિંદુસ્તાન જેવો દેશ દુનિયા ઉપર કોઇ બીજો નથી. પરન્તુ આ વખતે હિંદુસ્તાનની શી હાલત છે તે જુઓ.

**જે ભૂમિમાં જન્મ્યા છીએ તેજ ભૂમીમાં દટાવું.**

મુસલમાનનું વતન પણ હિંદુસ્તાન છે. આપણે દેશ ચુંટી નથી કાઢતા. જે મુલ્કમાં આપણો જન્મ થાય તેજ આપણો દેશ. તો તે દેશથી આપણને કોઇનામાં તાકાત નથી કે જુદા કરી શકે. મુસલમાનો જો બીજો દેશ પસંદ કરવા માગશે તો હિંદુસ્તાન સિવાય બીજો દેશ પસંદ નહિ કરી શકે. હિંદુસ્તાનમાં કરોડોની પ્રજા છે, તેને માટે પરમાત્માએ જે દોલત આપી છે તેનો ઉપયોગ સારી રીતે કરવાનો છે. વરસાદ કોઇ જાતનો ભેદભાવ રાખ્યા વગર વરસે છે તેમ જ્યારે અમારા ઉપર આફત આવે ત્યારે તમો ભાગ લઈ શકો છો.

**કોઇ ધર્મનો પુરૂષ કોઈનું મન દુઃખાવે એ ધર્મ નથી.**

હિંદુ કે મુસલમાનની સ્ત્રી કે બેટી જતી હોય તો તે દરેકની મા બહેન હોવી જોઇએ. હિંદુસ્તાનના વારસ આપણે છીએ: હિંદુસ્તાનમાં હિંદીઓનું રાજ્ય હોવું જોઇએ. જર્મનીની લડાઇ વખતે અંગ્રેજો કેટલા ગભરાએલા હતા ? પણ તેઓ એટલા તૈયાર થઇ ગયા કે દેશને માટે મરવા તૈયાર થઈ ગયા.

**હિંદુસ્તાની કોણ કહેવાય ?**

હિંદમાં વસતી દરેક કોમ હીંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને ઇસાઇ હિંદુસ્તાની કહેવાય છે. તે પ્રમાણે દરેક કોમ મળીને કામ કરે તો સારૂં. પણ જો એક કોમ અલગ થઈ જાય તો સ્વરાજ નહીં મળે. બધાનું રાજ તે સ્વરાજ. પણ આજે તો બધી સરકારી નોકરીમાં અંગ્રેજો છે તેથી કરોડો રૂપીઆ વિલાયત જાય છે. ૬૬ કરોડ કાપડમાં અને બીજી અનેક રીતે રૂપીઆ વિલાયત જાય છે. તો દેશની સ્થિતિ શું કંગાળ ન થાય? તેનું કારણ બીજા દેશની

સરકાર અને પ્રજા રાજ્ય કરે છે. મુસલમાની રાજ્યમાં હિંદુસ્તાન કેટલું સુખી હતું? અંગ્રેજ કહે છે કે હીંદીઓ હિંદુસ્તાનમાં રાજ્ય કરવાને લાયક નથી. તેથી તેમણે કહ્યું કે દશ દશ વરસે પરીક્ષા લઇ તમને સ્વરાજ આપીશું. પણ આપણે તો પરીક્ષા પાસ કરી લીધી છે. જો દીલ મળે તો ઝઘડો ના રહે. આ રોટલીના ટુકડા માટે લડત નથી પણ આખો થાળ ભરવાની લડત છે. તેથી એકલા હિંદુ માટે નહીં પણ દરેક કોમને માટે સ્વરાજ જોઇએ છીએ. પેશાવરમાં યુવકોએ એવો સરસ બંદોબસ્ત કર્યો હતો કે ત્યાં પોલીસની જરૂર નહોતી. તેમ તમે ગોધરાવાળા સંપ કરો અને જુઓ કે પોલીસ જતી રહે છે કે નહીં?

## બે રસ્તા.

હું કહું છું કે સરકાર આપણામાં અંદર અંદર લડાવી મારે છે. અને કહે છે કે તમે લડી મરો છો. ૧૭૫ વરસમાં અંગ્રેજી રાજ્યે મુસલમાનનો સાથ નથી કર્યો. ભીંડી બજારમાં મુસલમાનો ઉપર ગોળીબાર કર્યો, પેશાવરમાં પણ ૧૨૫ મુસલમાન ( પઠાણ ) ઉપર ગોળીબાર કર્યો. થોડા દીવસ માટે આપણે અંદર અંદર લડીશું તો પણ પણ પાછળથી ઠંડા પડીશું અને સમજી લઇશું કે લોર્ડ અરવીન સમાધાની દીલથી ચાહે છે. પણ કેટલાક અંગ્રેજો એમ માને છે કે હિંદુસ્તાન ઉપર તેમનો કાબુ રહે. સ્વતંત્રતા મેળવવા બે રસ્તા છે, તેમાં એક હથીયાર લઇ જીતવાનો છે, પણ તે આપણો રસ્તો નથી. બીજો રસ્તો મ. ગાંધીજીએ બતાવ્યો છે અસહકાર કરો. મહેસુલ બંધ કરો. જેથી પ્રજાના પ્રતિનિધિ ચુંટાઇ પ્રજાની મરજી માફક રાજ્ય કરે. અને જો તેમ કરે તો મહેસુલ આપવામાં વાંધો નથી. જો મહેસુલ બંધ કરશો તો સરકાર આપણને જરૂર પૂછશે તેથી શાંતિમય લડતમાં જરૂર ફતેહ પામશો.

# કલોલમાં આપેલું ભાષણ

[ તા. ૨૫-૮-૩૦ ]

**ભાઈઓ અને બહેનો:**

જે પ્રેમ અને ઉત્સાહથી ભાઇ બહેનોજ એકઠાં થઈ મને દર્શન આપ્યાં તેને માટે તમોને ધન્યવાદ આપું છું. ૪૫ વરસથી કોંગ્રેસ માગણી કરતી કે આ દેશમાં રાજ હિંદીઓનું હોવું જોઇએ. તેનું ફળ મ. ગાંધીજીની તપશ્ચર્યાથી જણાઇ આવે છે. આજે જે દેશપ્રેમ તમારામાં છે તે ૭ મહીના પહેલાં નહોતો દેખાતો, આજે સર્વે દેશસેવામાં પડયાં છે. પુત્રીઓ અને માતાઓ આજે પ્રભાત ફેરી ફરી ઘેર ઘેર સ્વદેશીનો પ્રચાર કરે છે. પંજાબમાં રાવલપીંડીથી માંડીને આખા દેશમાં સ્ત્રીઓ અને ભાઇઓ કામ કરી રહ્યાં છે. તેથી આશા છે કે આપણા દેશમાં આપણું રાજ્ય હોવાના મનોરથ પરમાત્મા સફળ કરશે. હિંદુસ્તાનમાં હિંદીઓનું રાજ્ય હોવું જોઇએ. જ્યારે છેલ્લી લડાઇ થઇ ત્યારે ફ્રાંસ અને ઇંગ્લાંડના યુવક કત્લ થયા અને દેશની આઝાદી કાયમ રહી. તે દેશની સેવામાં કયા વિદ્યાર્થીઓ મરી ગયા તેનું લીસ્ટ ત્યાંની યુનીવરસીટીઓમાં છે. અંગ્રેજ સમજે છે કે પોતાના દેશ માટે દરેક યુવકે મરવું જોઇએ.

## ભારતવર્ષમાં.

અંગ્રેજો પહેલવહેલા હિંદમાં વેપાર કરવા આવ્યા. યુક્તિ અને ચતુરાઇથી રાજ્ય જમાવ્યું. તેમાં હું તેમની નિંદા નથી કરતો પણ

આપણે માટે લાજવાની અને શરમની વાત છે. આપણો દેશ ૩૨ કરોડનો છે. છ હજાર માઈલથી આવી તેઓ આપણા ઉપર રાજ કરે તે આપણે માટે શરમાવા જેવું છે. તેઓ કહે છે કે તમે હજુ તૈયાર થયા નથી. નિશાળોમાં તો દર વરસે પરીક્ષા થાય છે. આપણા દેશના લોકોની પરીક્ષા દર દસ વર્ષે ગોરાઓનું એક કમીશન નીમી તે દ્વારા લેવા ઠરાવ્યું. આપણે તો આજે રાજ્ય કરવા તૈયાર છીએ. હિંદુસ્તાનમાં હજુ દેશી રાજાઓ રાજ્ય કરે છે. અંગ્રેજી રાજ્ય કરતાં દેશી રાજ્ય મને સારૂં લાગે છે. કોંગ્રેસ અને મ. ગાંધી કહે છે કે હવે અમે રાજ્ય કરવાને લાયક થયા છીએ પણ અંગ્રેજો કહે છે કે જો અમે અમારો કાબુ ઓછો કરીશું તો હિંદુ-મુસલમાન અંદર અંદર લડી મરશે પણ તે વાત ખોટી છે. કારણ કે અમને રાજ મળ્યું નથી અને મળે એટલે જોશો. હવે રાઉન્ડટેબલ કોન્ફરન્સની વાત ચાલે છે પણ તે વાત પહેલાં માની નહોતી. આ લડતમાં કોઇનું માથું ફોડવાનું નથી. કોઇને મારવાનો નથી. અને કોઇ જો મારે તો માર ખાવો. જેલમાં જવું. જ્યારે સરકાર કહેશે કે હવે સ્વરાજની સુલેહ કરો ત્યારેજ આ લડતનો અંત આવશે. હાલમાં સમાધાનીની વાત ચાલે છે. જે વાત માટે મ. ગાંધી, કોંગ્રેસ અને અમે લડતા આવ્યા છીએ તે વાતનો નિકાલ થાય તોજ સમાધાની થાય. કેટલા જેલમાં ગયા છે, કેટલાના પ્રાણ ગયા છે, હિંદમાં આપણા ચૂંટાયેલા પ્રતિનિધિઓનું રાજ ચાલવું જોઇએ, અને તે જો સરકાર માનશે તો ઠીક નહીં તો.

## મ. ગાંધીજી લડત બંધ નહિ કરે.

આ લડત માટે બીજો ઉપાય વિદેશી કાપડનો બહિષ્કાર છે. ૬૬ કરોડ જે પરદેશમાં જાય છે તે બચાવો. દેશની ગરીબી અટકાવવી તે પુન્યનું કાર્ય છે. આ સભામાં જેણે સંકલ્પ નથી કર્યો તે અને

જેણે સંકલ્પ કર્યો છે તે બધા એવો નિશ્ચય અને સંકલ્પ કરે કે હવે પછી

## વિદેશી કાપડ ખરીદવું એ હિંદની બુરાઈની વાત છે.

મ. ગાંધીજી દુનિયામાં શ્રેષ્ટ પુરૂષ હોવા છતાં જેલમાં કાંતે છે, તો તમો બધા સુતર કાંતો તો છ માસની અંદર સ્વરાજ મળી જશે એવી મારી ચોક્કસ માન્યતા છે.

## ખાદીનો ખેસ ભેટ આપ્યો.

બાદ કાલોલમાં હાથે કંતાયેલા સુતરનો હાથ વણાટનો એક સુંદર નકશીવાળો ખેસ પંડિત માલવીયાજીને ગામલોકો તરફથી ભેટ આપવામાં આવ્યો હતો. તરતજ પંડિત માલવીયાજી હાલોલ જવા મોટરમાં નદી ઉતરીને ઉપડી ગયા હતા.

——:o:——

# હાલોલમાં ભાષણ

[ તા. ૨૬ મીએ સાંજના પાંચ વાગે પંડિત મદનમોહન માલવીયાએ પંચમહાલ જીલ્લાના હાલોલ ગામમાં કરેલું ભાષણ. ]

**ભાઇઓ અને બ્હેનો:**

બોરસદ તાલુકાની માફક તમારા તાલુકાએ ચાલુ લડતને અંગે સરકારને જમીન મહેસુલ નહીં આપવાનો ઠરાવ કર્યો છે, તેને હું હર્ષથી વધાવી લઉં છું. તમે ઠરાવ કર્યો હશે તે બરાબર સમજીને કર્યો હશે. જમીન મહેસુલ સરકારને નહીં આપો તો તેમાં તમારે તમારી સ્થાવર જંગમ મિલકત ખોવી પડશે અને મહેસુલ વસુલ કરવાને તમારા ઉપર તમારાથી સહન નહીં થાય તેવા જુલ્મો ગુજારશે, તમોને જેલમાં મોકલશે, લાઠીઓ મારશે, તમારા ઘરબાર લૂંટશે અને છેવટે તમારી મિલકત પાણીના મૂલે વેચી દેશે. આ બધું જો સહન કરવા તૈયાર હો તો તમે તમારા સમજીને કરેલા ઠરાવને વળગી રહેશો. આ ઠરાવ અમલમાં મૂકવા તમારે બીજી એક વસ્તુનો ખાસ ઉપયોગ કરવો પડશે. મ. ગાંધીજી દુનિયામાં સૌથી મોટામાં મોટા પુરૂષ છે તે જ્યારે જેલમાં તકલી કાંતે છે ત્યારે તમારે પણ તકલી કાંતવી પડશે, રેંટીયો ચલાવવો પડશે અને તેનાથી જે સુતર કંતાશે તેનાં કપડાં વણાવી તમારે પહેરવાં પડશે. તમારો તાલુકો જો આટલુંજ કરે અને સાથે સાથે અંદર અંદર ઝઘડા નહીં કરે તો હું તમોને ખાત્રી આપું છું કે છ મહિનાની અંદર આપણે આપણા દેશમાં આપણા પ્રતિનિધિઓ મારફતે રાજ્ય ચલાવીશું, એટલે સ્વરાજ મળ્યું સમજજો. તમારા ઠરાવને વળગી રહેવા પરમાત્મા તમને તાકાત આપો.

# મુંબઇના કાપડીયાઓ સમક્ષ ભાષણ

[ તા. ૧૧-૮-૩૦ ની સાંજે પ્રીન્સેસ સ્ટ્રીટ પર આવેલા કેશવબાગમાં મળેલી કાપડીયાઓની સભા સમક્ષનું ભાષણ. ]

**ભાઇઓ અને બ્હેનો:**

મુંબઈ હાલની લડતમાં જે કાર્ય કરી રહ્યું છે તે માટે હું તમને બધાને ધન્યવાદ આપું છું. સંસારમાં જે જે કાર્યો કરવાનાં છે તેમાં દેશ માટેનું પણ કાર્ય છે. વેપાર રોજગાર એ બધું ખરૂં પણ તે સાથે દેશનો પણ સૌએ વિચાર કરવાનો છે. લાભાલાભનો જેવો વેપારી દૃષ્ટિએ વિચાર કરો છો તેવી રીતે દેશનો પણ વેપારીઓએ વિચાર કરવાનો છે. આપણા ભારતવર્ષની સ્થિતિ કેવી છે તે હવે તમને સમજાવવું પડે એમ નથી. આપણો દેશ ખેતીવાડીના કામમાં ઘણું જ ઉપયોગી કાર્ય કરી શકે એમ છે. આપણે અહીં ખેતીવાડી ઘણી છે અને પાક ઘણો સારો થાય છે અને જે વસ્તુઓ આપણને જોઇએ તે અહીંઆં પકવી શકાય છે. એટલું છતાં આપણે શા માટે દુઃખી છીએ ? એનું કારણ માત્ર એટલુંજ કે આપણને વિદેશી વસ્તુઓનો ઉપયોગ કરવાની ટેવ પડી ગયેલી છે અને તેથી કરોડો રૂપિઆ આપણા પરદેશ જતા રહે છે. આપણે એવી સ્થિતિ પર આવી ગયા કે જેથી આપણા કરોડો રૂપિઆ પરદેશ જવા લાગ્યા. આપણી દશા પણ ગુલામગીરીની થઇ અને તેમાંથી કેવી રીતે મુક્ત થવું એ સવાલ થઇ પડયો. એને માટે હાલની લડત એજ માર્ગ રહ્યો.

આપણા પર જે જકાત નાખવામાં આવી હતી તેને પરિણામે દેશી કાપડ મોંઘું પડવા માંડયું અને વિલાયતી સસ્તુ પડવા માંડયું જેથી વિલાયતીનો ઉપયોગ વધી ગયો. વિલાયતથી જે માલ આવે તેની પર જે જકાત હતી તે કમતી હોવાથી એ માલ અહીંઆં વધારે સસ્તો પડતો અને તેથી તેનો ઉપયોગ વધી પડયો હતો. અંગ્રેજો પહેલાં અહીંઆં આવ્યા ત્યારથી અત્યાર સુધી એ લોકો વેપાર કેમ સારી રીતે ચાલે એજ દૃષ્ટિબિંદુ લક્ષ્યમાં રાખીને વેપાર કરતા આવ્યા છે આપણો દેશ એક વખત વેપાર રોજગારમાં અને ઉદ્યોગહુન્નરમાં ઘણોજ આગળ વધેલો હતો, કારણ કે અહીંની વપરાશની હરેક ચીજ અહીંજ બનતી હતી, અને બધે દેશી વેપાર જ ચાલતો હતો. ઉદ્યોગ હુન્નર પણ ઘણાંજ ખીલેલી અવસ્થામાં હતાં પણ છેલ્લાં કેટલાંક વરસોમાં એ બધું પડી ભાગ્યું અને વિલાયતી વધી પડયું. એમાંથી મુક્ત થવાને માટે એકજ માર્ગ રહ્યો. આપણા દેશમાં ૬૬ કરોડનું તો વિદેશી કાપડ ખપે છે અને એ બધા કરોડો રૂપિયા વિદેશ જાય છે. આનો અટકાવ કરવા માટે બોયકોટનું પ્રોગ્રામ રાખવામાં આવ્યું છે. આપણે ઘણી હાડમારીઓ વેઠવી પડે છે અને આપણા કરોડો ભાઇઓ અને બ્હેનો ભૂખે મરે છે. આપણી સ્થિતિ તો ત્યારેજ સુધરે કે જ્યારે આપણા હાથમાં આપણી ગવર્નમેન્ટ હોય. તોજ આપણે વેપાર રોજગારમાં પણ સુખી થઇએ. આપણી બેંકો, આપણો વેપાર અને બધું આપણુંજ હોવું જોઇએ અને રાજ્ય પણ આપણું હોવું જોઇએ, આપણા દેશમાં આપણું રાજ્ય તે જ સ્વરાજ્ય. આપણી સમક્ષ જે રાષ્ટ્રીય કાર્ય પડેલું છે તેમાં જોડાઓ અને તેને આગળ ધપાવો. આપણી પોતાની ગવર્નમેન્ટ થશે ત્યારેજ આપણા વેપારની ઉન્નતિ થશે. આપણે શાંતિથી કાર્ય કરીશું તો ફાવી શકીશું અને જેમ ગઇ કાલે તમે શાંતિ બતાવી કાર્ય કર્યું તેવીજ રીતે જે કાર્ય તમારી સમક્ષ પડેલું છે તેમાં શાંતિ રાખી જે સહન કરવું પડે તે સહન કરી અને જે આત્મભોગો આપવા પડે તે પણ આપીને

રાષ્ટ્રીય કાર્ય આગળ ચલાવવાનું છે અને તેને ફત્તેહમંદ બનાવવાનું છે. અવસર પર સારૂં કાર્ય કરશો તો કલ્યાણનો માર્ગ મળશે, નહીં તો અવસર ચુકયા તો નકામાજ થઇ જશો. હાલમાં પોતાનો અંગત સ્વાર્થ ન જુઓ. દેશના હિતનો વિચાર કરો. આપણો હિંદુસ્તાન એકજ દેશ છે કે જેમાં રામચંદ્રજી, ભગવાન બુદ્ધ, હરિશ્ચંદ્ર, ભીષ્મ વગેરે થઈ ગયા છે. વળી એવા મહાપુરૂષો થઈ ગયા છે કે જેમણે સત્ય અને એક વચનને ખાતર વરસો સુધી દુઃખો સહન કર્યાં છે. રામચંદ્રજીએ ૧૪ વરસ વનવાસ ભોગવ્યો, હરિશ્ચંદ્રે સત્યને ખાતર રાજયની પણ પરવા નહીં કરી, ભીષ્મે પોતાના પિતાને ખાતર ભીષ્મ–પ્રતિજ્ઞા કરી, આપણા દેશમાં ઘણા મહાપુરૂષો થઇ ગયા છે અને તેમણે ઘણાં મહાન કાર્યો કર્યાં છે. તો પછી આપણી પાસે જે થઇ શકે એવું કાર્ય પડેલું હોય તો તે શા માટે ન કરવું ? આપણે આપણા દેશમાં બનેલાં હોય એજ કપડાં એટલે દેશી કપડાં પહેરવાનાં છે. એટલું પણ આપણે ન કરી શકીએ ? કોઈ દેશ એવો છે કે જ્યાં બીજા દેશમાં બનેલાં કપડાં ત્યાંના લોકો પહેરતા હોય ? આપણને જેવી રીતે ધર્મનું અભિમાન હોય તેવી રીતે આપણા દેશને માટેનું અભિમાન તો હોવું જોઇએ. દેશના માટે સૌને લાગણી હોવી જોઇએ. ભલે આપણા દેશનું કપડું ભપકાદાર ન હોય પણ આપણા દેશમાં બનેલું હોય તેજ આપણે માટે સારૂં કહેવાય. મારે માટે હું તો એજ ઇચ્છું છું કે હું મરૂં ત્યારે પણ દેશી કપડુંજ મારી પર જોઇએ અને તેજ દેશી કપડું મને છેવટ સુધી મળેલું રહે. એ દેશી કાપડમાંજ મારા અગ્નિસંસ્કાર થાય એવું હું ઇચ્છું છું. દેશી કપડાં પહેરો, સુતર કાંતો, ઇશ્વરનું સ્મરણ કર્યા કરો અને ચરખો ચલાવો. ગાંધીજીના ઉપદેશ પ્રમાણે ચાલો, વિલાયતી કપડાં ના પહેરો અને સ્વદેશીની ઉન્નતિ કરો. વેપારની ઉન્નતિ કરો. વેપારની ઉન્નતિ મંદ છે છતાં ધીરજ રાખો અને સ્વરાજયને આવવા દો એટલે વેપારની ઉન્નતિ જામેલી તમે જોશો. ધીરજના ફળ મીઠાં છે માટે ઈશ્વર પર ભરોસો

રાખો અને આપણું નાવ દરિયા વચ્ચે છે તેને કિનારે પહોંચાડવામાં તમારાથી બનતી મદદ કરો. એક વખત વહાણને કિનારે પહોંચવા દો અને સ્વરાજ્ય આવવા દો. પછી તમે જે બધું સહન કર્યું હોય એને માટે તમને જરૂરી બદલો મળી રહેશે એવો વિશ્વાસ રાખીને શાંતિ અને પ્રેમથી તમારી સમક્ષ પડેલું કાર્ય તમે આગળ ચલાવો અને વિદેશી વસ્ત્રો પહેરીને આપણે ઘણા વરસથી ગુલામી અવસ્થામાં રહ્યા છીએ તેમાંથી મુક્ત થવાને માટે સ્વદેશી વસ્ત્રો પહેરો અને ગુલામી અવસ્થામાંથી મુક્ત થવાનો જે માર્ગ છે તે માર્ગે આગળ ચાલો. અત્યારે આપણો શિરોમણી મહાપુરૂષ જેલમાં છે અને બીજા જાણીતા નેતાઓ અને કાર્યવાહકો પણ જેલમાં છે તો પછી તેમનો વિચાર કરો અને હવે એ જ નિશ્ચય કરો કે દેશી કપડું પહેરવું અને રાષ્ટ્રીય કાર્ય આગળ ચલાવવું. વેપારી બંધુઓ, તમારા વેપારના અંગત નુકસાનનો તમે વિચાર ન કરો પણ અત્યારે તો સમસ્ત દેશનો વિચાર કરો. જેમણે લાઠીઓના માર ઝીલીને આત્મભોગ આપ્યા છે. જેલમાં જઇને આત્મભોગ આપ્યા છે, અને અન્ય રીતે આત્મભોગો આપ્યા છે તેમના કુટુંબીજનોની સ્થિતિનો વિચાર કરો અને એ બધું ધ્યાનમાં લઇને અંગત નુકસાનનો વિચાર બાજુ પર રાખીને દેશનું કાર્ય આગળ ચલાવો. ઇશ્વર એમાં તમને મદદ કરો એજ મારી પ્રાર્થના છે.

# પંજાબીઓને હાકલ

[ લાહોરમાં તા. ૧૦ એપ્રીલ ૧૯૩૦ ની રાત્રે મોરીગેટ પર ૫૦૦૦૦ માણસોની વિશાળ સભા સમક્ષ આપેલું ભાષણ ]

**ભાઈઓ:**

દેશનો મામલો અતિશય નાજુક છે. આ ભાષણો કરવાનો સમય નથી. પણ કંઇક કાર્ય કરી દેખાડવાનો પ્રસંગ છે. મીઠાવેરાનો ભંગ ગાંધીજીના કાર્યક્રમનો એક ભાગ છે. ગાંધીજીએ આ કાયદાના ભંગની શરૂઆત કરી છે, કારણ કે તે સામાન્ય જનતા પર અસર કરતા છે. વાઈસરૉય ખાત્રી આપવામાં નિષ્ફળ ગયા પછી મહાત્માજીએ સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરી. સખરસ સંગ્રામનો આરંભ કર્યો છે. આ મીઠાવેરો એવો છે કે તેને ઝાટકી કાઢવા શબ્દો પણ પૂરતા નથી. આ પરદેશી સરકારને નમાવવાનો માર્ગ સફળ હિલચાલ છે. હું પંજાબીઓને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની મજબૂત અપીલ કરૂં છું. તમારે ખાદી અને સ્વદેશીનો ઉપયોગ કરવો જોઇએ છે. હું પંજાબની સ્ત્રીઓને, સ્વરાજ્ય જોઇતું હોય તો હાથે કાંતવાની અને ખાદી પહેરવાની અપીલ કરૂં છું. જ્યારે હિંદ પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરશે ત્યારે બ્રિટીશ પ્રજા ભૂખે મરશે અને તે હિંદ સાથે સમાધાન કરવાનું દબાણ કરશે.

# મહાત્મા ગાંધીજીની ગિરફતારી

પંડિત મદનમોહન માલવીયાએ છાપા જોગું નીચેનું સ્ટેટમેંટ બહાર પાડયું છે.

મહાત્મા ગાંધીને જેલમાં પૂરીને કુદરતી રીતે હિંદના આત્માને જખમી કરવામાં આવ્યો છે. તેનાથી આપણા દુઃખ અને શરમની લાગણી ઓર વધારે તીવ્ર બની છે. આપણે એક એવી પરદેશી સરકારની આપખુદ રૂયેજ આપણા દેશબંધુઓના સૌથી માનનીય અને આખી દુનીઆના બધા ભાગોમાં જેમનાં પવિત્ર ચારિત્રની અને સત્ય અને અહિંસા માટેની એકનિષ્ઠાની પીછાન કરવામાં આવે છે તેવા એક મહાપુરૂષને આ પ્રાચીન ભૂમિમાં ફરીથી સ્વરાજ સ્થાપવા માટે અહિંસાત્મક લડતની આગેવાની લેવા માટે બીજી વખત જેલમાં મોકલવાનું સંભવિત બન્યું છે. આ બનાવ સરકાર તેમજ પ્રજા બંને માટે સૌથી અગત્યનો છે. સરકારને લાગેવળગે છે ત્યાં સુધી તેણે મોટી ભૂલ કરી છે, સરકારી મંડળોમાં અને સામાન્ય રીતે હિંદ અને ઈંગ્લંડ મધ્યેના બ્રિટીશરોમાં એવો અભિપ્રાય પ્રચલિત જણાય છે કે ગાંધીજીને જેલમાં નાખવાથી તેઓ સત્યાગ્રહની લડતને દબાવી દઇ શકશે. તેઓ ધારે છે કે ૧૯૨૨ માં બનેલા બનાવો ઉપરથી તેઓને તેમનાં એ પગલાંને ટેકો મળશે. પણ તે વખત અને હાલના વખતમાં મોટો તફાવત છે. આ વખતની લડતની હિલચાલ આઠ વરસ ઉપરની હિલચાલના કરતાં વધારે ઉંડી અને વધારે બોહોળા વિસ્તારમાં

ફેલાઇ છે અને હું એવી આગાહી કરવાની હિંમત કરૂં છું કે આ હિલચાલ સ્વરાજ સ્થપાય નહીં ત્યાં સુધી બંધ પડશે નહીં.

મહાત્મા ગાંધીજીને કેદ કરવાનાં સરકારનાં પગલાંથી જાહેર પ્રજાની લાગણી તેની વિરૂદ્ધ પ્રગટી નીકળી છે. સરકાર થોડા જ વખતમાં સમજી જશે કે તેના આ પગલાંથી તેણે કંઇ મેળવ્યું નથી પણ ઉલટું ગુમાવ્યું છે. બીજા હાથ ઉપર ગાંધીજીએ ઘણું મેળવ્યું છે. તેઓ માગતા હતા કે સરકાર તેમને પકડે અને તેમાં તેઓ ફતેહમંદ નીવડયા છે. ગાંધીજી જેલની બહાર હોય તેના કરતાં જેલની અંદર હોય ત્યારે વધારે અસર ઉપજાવી શકે છે. તેઓ પોતાનાં લાખો દેશબંધુઓનાં મનોને અગાઉના કરતાં વધારે હચમચાવી શકશે. તેમને જેલમાં મોકલવામાં આવ્યા તે બીનાથીજ તેમને પગલે ચાલવાની લોકો ઉપર અપીલ થશે. નીમકના કાયદાભંગના રૂપમાં તેમણે શરૂ કરેલી સત્યાગ્રહની લડતને આખા દેશમાંથી ભારે ટેકો મળ્યો છે. નામદાર વાઇસરૉય તથા સરકારે વખોડી કહાડવા છતાં પણ આ હિલચાલને હિંદીઓ તરફથી સામાન્ય રીતે એક શાંત અને બંધારણ પૂર્વકની હિલચાલ ગણવામાં આવે છે. લોકોને કોઇ પણ અન્યાયી કાયદાનો અંત આણવાનો અથવા તો સુધરાવવાનો હક્ક છે એમ શીખવવામાં આવ્યું છે અને તેમ કરવાનાં જે કંઇ પરિણામ આવે તે ભોગવવાને તેઓ તૈયાર છે. તેણે સરકારની સાથ સામનો કરવાનો તથા રાષ્ટ્રીય છુટાપણાની લડત માટે દુઃખો સહન કરવાનો જુસ્સો ઉત્પન કર્યો છે. તેથી મહાત્મા ગાંધી અને તેમના સૌથી સારા કાર્યકર્તાઓને જેલમાં નાખવાથી આ હિલચાલનો અંત આવશે નહીં.

પંડિત માલવીયા આગળ ચાલતાં છાપાનાં છુટાપણા ઉપર તરાપ મારનારા પ્રેસ ઓરડીનન્સને વખોડી કહાડે છે અને શાંત સત્યાગ્રહીઓ તથા નિર્દોષ શહેરીઓ ઉપર પોલીસના હુમલાઓને પણ વખોડી કહાડે છે અને જણાવે છે કે આવાં પગલાંઓને પરિ-

ણામે પ્રજામાં સરકારની સામે લાગણી પ્રગટી નીકળી છે જેને પરિણામે પરદેશી કાપડના બહિષ્કારની ઝુંબેશ ઉપાડવામાં આવી છે અને આખા દેશમાં તેને ઘણોજ ભારે ટેકો મળ્યો છે. આ હિલચાલની ફત્તેહનો આધાર દેશમાં ખાદીની ઉત્પત્તિ વધારવાની ઉપર રહેલો છે અને તેથી પોતાના દેશને ચાહનારી બધી હિંદી બ્હેનોને મહાત્માજીની આજ્ઞા અનુસાર કાંતવાનું કામ ઉપાડી લેવાની તેઓ અરજ કરે છે. અને આશા દેખાડે છે કે દેશમાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર થાય અને ઘેર ઘેર ખાદી વપરાતી થાય તો છ માસમાં જ આપણે માનપૂર્વક રીતે મહાત્માજીને છોડાવી શકવાને ફતેહમંદ નીવડીએ. આગળ ચાલતાં પંડિત માલવીયા હિંદના સ્વરાજ ભોગવવાના હક્ક વિષે વિવેચન કરતાં જણાવે છે કે 'લીગ ઓફ નેશન્સે' પણ દરેક દેશનો તેવો હક્ક સ્વીકાર્યો છે. કે જેમાં ગ્રેટબ્રિટન એક આગેવાન સભાસદ છે. આથી હવે વખત આવી પહોંચ્યો છે કે સરકારે દમનનીતિ અખત્યાર કરી છાપાના, ભાષણના, ભેગા મળવાના વગેરેના છુટાપણા ઉપર અંકુશો નાખી પોતાની સત્તાનો દુરૂપયોગ કરવાને બદલે ઈંગ્લંડ મધ્યેની પાર્ટીઓના આગેવાનોએ હિંદની માગણીનું વ્યાજબીપણું સ્વીકારીને હિંદીઓની ભલી લાગણી જીતી લેવી જોઇએ. હજુ પણ આ ધોરણ ઉપર હિંદ અને ગ્રેટબ્રિટન મિત્રો તરીકે રહી શકે તેમ છે. જો ઈંગ્લંડ આ વખતે સમજશે નહીં તો પછી તે હિંદને આયરલેંડની માફક પણ લડત ચલાવીને સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવા માટે કામ કરવા માટે હડસેલી મેલશે અને તે બધા માટેની જવાબદારી ગ્રેટબ્રિટનના રાજદ્વારીઓ ઉપર રહેશે.

# લંડનનું નાટક

તા. ૧૮ મી જુન લાહોરની પ્રચંડ લોકમેદની સમક્ષ પંડિતજીએ ભાષણમાં જણાવ્યું કે ગોળમેજી પરિષદમાં મહાસભાની અવગણના કરવામાં આવનાર છે એવા રિપોર્ટ વિષે ઇસારો કરતાં જાહેર કર્યું હતું કે મહાસભાને બાકાત રાખવી અને ગોળમેજી પરિષદને ફારસ બનાવવી. હિંદી રાષ્ટ્રીય મહાસભા એકજ એવી સંસ્થા છે કે જે દેશને નામે બોલવાનો દાવો કરી શકે તેમ છે. મહાત્મા ગાંધી અને મહાસભા વગર સમાધાની શકય નથી જ્યાં સુધી મહાત્મા ગાંધીજી અને બીજા મહાસભાવાદીઓને છોડવામાં આવ્યા નથી અને ગોળમેજી પરિષદ સંબંધની શરતો પૂરી કરવામાં આવી નથી ત્યાં સુધી સ્વમાન ધરાવતો કોઈ પણ હિંદી ગોળમેજી પરિષદમાં જઇ શકે નહિ, હું પોતે પણ ગાંધીજી વગર ભાગ લેવાનો વિચાર કરી શકતો નથી. જ્યારે માનવંત નેતાઓ જેલમાં છે ત્યારે કોઇપણ હિંદીએ ગોળમેજી પરિષદમાં ભાગ લેવો એ પાપ છે, છતાં જો કોઇ હિંદીઓ ગોળમેજી પરિષદમાં હાજરી આપશે, તો હિંદ તેમને પોતાના પ્રતિનિધિઓ હોવાનો ઇન્કાર કરશે. આવા હિંદીઓની હાજરીથી કોન્ફરન્સ પ્રતિનિધિત્વવાળી કહેવાશે નહિ. લંડનમાં થયેલી કોઇ સમાધાની હિંદપર અસર કરશે એવી ધારણા તેઓ સેવતા હોય તો તેઓ ભૂલજ કરશે.

# સ્વરાજનું અસરકારક શસ્ત્ર

પંડિત મદનમોહન માલવીયાએ વાઇસરૉયના પ્રવચન વિષે એક અગત્યનું ભાષણ કરતાં મહાત્મા ગાંધીજીએ સરકારને સમજુતી માટે આપેલી તકનો પાછલો ઇતિહાસ છણ્યો હતો અને જણાવ્યું હતું કે અમે માની લીધું હતું કે લંડન પરિષદ હિંદને સ્વરાજ્ય આપવું કે નહીં તેની ચર્ચા કરવા નહીં પણ સંસ્થાનિક સ્વરાજ્યની યોજના ઘડવા મળશે. હિંદના બધા રાજકીય પક્ષો આ બાબત પર સંમત હતા. ગઈ તા૦ ૨૩ મી ડીસેંબરે ગાંધીજી અને નહેરૂજીએ વાઇસરૉયની મુલાકાત લઇ જાહેરમાં ન આપી શકાય તો ખાનગી ખાત્રી માગી કે, ગોળમેજી પરિષદ જરૂરી સલામતી સાથે સંસ્થાનિક સ્વરાજ્યનું બંધારણ ઘડવા મળશે, વાઇસરૉયે આની ના પાડી. એટલુંજ નહીં પણ હિંદ અને બ્રિટીશ સરકાર આ દરખાસ્તને ટેકો આપશે એવી ખાત્રી આપવાની પણ ના પાડી. આથી મહાત્મા ગાંધીજીએ લાહોર મહાસભાને સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરવાની સલાહ આપી.

## ગાંધીજી ખરા હતા

ના૦ વાઇસરૉયની માફક મહાત્મા ગાંધીનો આ નિર્ણય તે વખતે મને પણ ગેરવ્યાજબી લાગ્યો હતો, પણ પાછળના બનાવોએ પૂરવાર કર્યું છે કે, મહાત્મા ગાંધી ખરા હતા અને હિંદના કલ્યાણ માટે સત્યાગ્રહની ચળવળ દોરવવા ઇશ્વરે તેમને પ્રેરણા આપી હતી.

પંડિતજીએ વાઇસરૉયથી જુદા પડતાં જણાવ્યું હતું કે, કર ન ભરવાની લડત સાથે સત્યાગ્રહની હિલચાલ કાયદેસર છે અને પ્રજાની સંમતિ વગર રાજ્ય કરતી સરકાર સામે તેને નમાવવાનું પ્રજા પાસે તે એકજ અસરકારક શસ્ત્ર છે.

લોકો સ્વરાજ્ય સરકારની અંદર કર આપવાની ના પાડશે એવી વાઇસરૉયની બીક સામે બારડોલીનો દાખલો ટાંકી પંડિતજીએ જણાવ્યું હતું કે આવી બીક ખોટી છે વળી તે વાઇસરૉયના પ્રવચનથી 'ઓરડીનન્સ રાજ્ય'ના વ્યાજબીપણાની મને ખાત્રી થઇ નથી.

## ગાંધીજી વગરની ગોળમેજી પરિષદ્ કેવી ?

પંડિત માલવીયાએ જણાવ્યું કે ગઈ તા. ૨૭ મીએ જે કરવાની વાઇસરૉયે ના પાડી હતી. તેની નજીકમાં તેઓ તેમના તાજેતરમાં પ્રવચનમાં આવ્યા છે. પણ તેઓ જરા આગળ વધે તો શાંતિ સ્થપાય તેમ છે. આ ત્યારેજ બની શકે કે, સરકાર મહાત્મા ગાંધી અને પંડિત નહેરૂએ 'ડેલી હેરલ્ડ'ના પ્રતિનિધિ સમક્ષ જાહેર કરેલી રાષ્ટ્રની માગણીનો સ્વીકાર કરે, જ્યાં સુધી સરકાર મહાત્મા ગાંધી અને મહાસભા સાથે સમજુતી પર આવી નથી ત્યાં સુધી ગોળમેજી પરિષદમાં કોઇ સ્વમાનવાળો હિંદી જવાનો નથી, જેઓ જશે તેઓ પોતાના સિવાય બીજા કોઇને નામે બોલી શકશે નહીં.

## વાઇસરૉયને ઓફર

પંડિતજીએ વધુમાં જણાવ્યું કે, જો વાઇસરૉય ડહાપણ ભર્યું અને હિંમતવાળું પગલું ભરશે તો તે હજીએ બંને દેશ વચ્ચે માનવંત સમજુતી કરાવવા શક્તિમાન થશે. સમજુતીનો માર્ગ ખુલ્લો છે. દેશમાં દમન બંધ કરવું જોઇએ અને વાઈસરૉયે મહાત્મા ગાંધીની શરતો પૂરી કરવાની તેમની ખાત્રી કરાવવી જોઇએ. બધા રાજકીય કેદીઓને છોડવા જોઇએ. પછીથીજ સત્યાગ્રહની ચળવળ પાછી ખેંચી લેવામાં આવશે. પણ જ્યાં સુધી આમ કરવામાં આવશે નહીં ત્યાં

સુધી આપણી ફરજ સ્પષ્ટ છે. આપણે આપણી લડત પુરજોસથી ચાલુ રાખવી જોઇએ.

## યુવકોની ફરજ

યુવકોની ફરજ વિષે પંડિતજીએ જણાવ્યું હતું કે, વિદ્યાર્થીઓ સંબંધમાં કાર્યવાહી સમિતિએ પસાર કરેલા ઠરાવને હું સંપૂર્ણ મળતો થાઉં છું. મહાસભાએ તેમને કોલેજો છોડવાનો હજી હુકમ કર્યો નથી. ફક્ત તેમને રાષ્ટ્રીય લડતમાં ઝંપલાવવા તૈયાર રહેવાનું જણાવ્યું છે. જ્યારે કોઇ વિદ્યાર્થીની માતા માંદી પડે છે ત્યારે તે પોતાની પોથી બાજુએ મૂકી ઘેર દોડો જાય છે. તેમ માતૃભૂમિ જ્યારે હાકલ કરે ત્યારે યુવકોની ફરજ અભ્યાસને ફગાવી દઇ તેની વ્હારે દોડી જવાની છે. યુવકોએ માતાની હાકલને માન આપી ગમે તે ભોગ આપવા તૈયાર થવું જોઇએ.